પાલોવણી (રાજસ્થાન) નિવાસી શાહ રામચંદના
પૂ. માતુશ્રી કંકુબેનના વરસીતપના પારણા નિમિત્તે
ભેટ સં. ૨૦૨૯ અક્ષયતૃતીયા.

श्री शंखेश्वर पार्श्वनाथाय नमः ।

[ શ્રી શત્રુંજય ]

# શ્રી ગિરિરાજ સ્પર્શના

[ સૌરાષ્ટ્રનાં તીર્થોની માહિતિ સાથે ]




લેખક-સંપાદક :

પૂજ્ય મુનિરાજ શ્રી નિત્યાનંદવિજયજી





પ્ર....કા....શ....ક

રસીકલાલ છનાલાલ શાહ

લક્ષ્મી ઈન્ડસ્ટ્રીયલ કોરપોરેશન,

ઊંઝા ( ઉ. ગુજરાત )

કિંમત : ૨-૦૦

## પ્રાપ્તિસ્થાનો :

૧ સોમચંદ ડી. શાહ
જીવન નિવાસ સામે, પાલીતાણા

૨ સરસ્વતી પુસ્તક ભંડાર
રતનપોળ, હાથીખાના, અમદાવાદ

૩ જશવંતલાલ ગીરધરલાલ શાહ
૩૦૯/૪ દોશીવાડાની પોળ,
અમદાવાદ-૧

૪ મેઘરાજ જૈન પુસ્તક ભંડાર
કીકા સ્ટ્રીટ, ગોડીજી બિલ્ડીંગ, મુંબઇ-૨

૫ સેવંતિલાલ વી. જૈન
ઝવેરી બજાર, મહાજન ગલી,
૧ લે માળે, મુંબઈ-૨

# નિવેદન

શ્રી ગિરિરાજ-સિદ્ધાચળજી મહાતીર્થની યાત્રાએ આવનાર યાત્રાળુઓ માટે તીર્થની માહિતિ અંગે આ પુસ્તક ગાઈડ સ્વરૂપ હોઇ ખૂબ માર્ગદર્શક છે.

આ પુસ્તકના લેખક પૂ. આચાર્ય શ્રીમદ્ વિજયજમ્બૂસૂરીશ્વરજી મહારાજશ્રીના વિદ્વાન શિષ્યરત્ન પૂજ્ય મુનિવર શ્રી નિત્યાનંદવિજયજી મહારાજે પરિશ્રમપૂર્વક શ્રી તીર્થાધિરાજના સોળ ઉદ્ધારોમાંના તેર, પંદર અને સોળ આ ત્રણ ઉદ્ધારોનું ઐતિહાસિક રીતે કંઇક વિસ્તારપૂર્વક વર્ણન નવેસરથી લખેલ છે, તથા નવે ટુંકમાંની દેરીઓ, મૂર્તિઓ વગેરે ગણતરી કરીને જણાવેલ છે. આથી આ પુસ્તક સાચી માહિતીથી સભર બનેલ છે. આ પુસ્તક સાથે રાખવાથી દર્શન કરવા યોગ્ય કોઇ સ્થાન રહી જશે નહિ.

આ પુસ્તકમાં ત્રણ વિભાગો રાખવામાં આવ્યા છે. પહેલા વિભાગમાં ગિરિરાજનો મહિમા, દષ્ટાંતો, ઉદ્ધારોનું વર્ણન

વગેરે, બીજા વિભાગમાં સ્ટેશનથી તળેટી સુધી આવતાં દહે-રાસરો, પગલાં, ધર્મશાળાઓ વગેરે તથા આવશ્યક સૂચનાઓ, તળેટીથી દાદાની ટુંક સુધીનું વર્ણન, નવે ટુંકોનું વર્ણન વગેરે, ત્રીજા વિભાગમાં નવાણું યાત્રાની વિધિ, ગિરિરાજની પાજો, પ્રદક્ષિણા, પંચતીર્થીનું ટુંક વર્ણન વગેરે આપવામાં આવેલ છે.

આ રીતે સુંદર પુસ્તક તૈયાર કરી આપવા બદલ પૂજ્ય આગમપ્રજ્ઞ આચાર્યદેવ શ્રીમદ્વિજય જંબૂસૂરીશ્વરજી મહારાજ સાહેબના વિદ્વાન શિષ્યરત્ન પૂજ્ય મુનિરાજ શ્રી નિત્યાનંદ-વિજયજી મહારાજના અમો અત્યંત ઋણી છીએ તથા ટુંક વખતમાં સુઘડ મુદ્રણ કરી આપવા બદલ ભરત પ્રિન્ટરીના માલિક શ્રીયુત્ કાંતિલાલ ડી. શાહનો આભાર માનીએ છીએ. ભાવિકો આ પુસ્તકનો સારો ઉપયોગ કરશે એવી આશા રાખીએ છીએ.

૨૦૨૮ ચૈત્ર સુદ ૧૩<br>વીર જન્મકલ્યાણક દિન

—પ્રકાશક



# અનુક્રમણિકા

## વિભાગ પહેલો



## વિભાગ બીજો.

## વિભાગ ત્રીજો.

# રેલ્વેનો ટાઇમ

પાલિતાણાથી ટ્રોલી ૭-૩૦, ટ્રેઇન ૯-૨૫, ટ્રોલી ૧૧-૨૫ અને ૩-૩૦ ટ્રેઇન ૬-૨૦.

# એસ. ટી. બસનો ચાલુ ટાઈમ

## [ ઉપડવાનો સમય ]

**પાલિતાણાથી તળાજા** ૭-૦૦, ૯-૦૦, ૧૦-૧૫, ૧૧-૦૦, ૧૧-૧૫, ૧૧-૪૫, ૧૪-૦૦, ૧૬-૦૦, ૧૮-૧૫.

**પાલિતાણાથી ભાવનગર** ૬-૫૦, ૭-૪૫, ૧૩-૩૦, ૧૬-૩૦, ૮-૫, ૮-૪૫, ૯-૨૫. ૯-૩૦, ૧૨-૫, ૧૩-૧૫, ૧૪-૪૦, ૧૭-૪૫, ૧૦-૪૫, ૧૧-૧૫,

**પાલિતાણાથી કદંબગિરિ** ૧૮-૫, ૧૭-૦૫, ૧૦-૨૫, ૮-૫૫, ૧૫-૨૦, ૧૪-૨૫, ૧૨-૦૦, ૧૦-૨૦, ૬-૦૦, ૧૪-૩૦, ૭-૪૫.

**પાલિતાણાથી અમદાવાદ** ૬-૦૦, ૬-૩૦, ૬-૫૦, ૭-૩૦, ૧૭-૩૦, ૧૪-૧૫, ૨૩-૧૫.

પાલિતાણાથી વડોદરા ૧૫-૦૦, પાલિતાણાથી જુનાગઢ ૧૪-૦૦, પાલિતાણા સુરેન્દ્રનગર ૬-૪૫, પાલિતાણાથી રાજકોટ ૧૪-૧૫, પાલિતાણા ઘોઘા ૧૬-૦૦, પાલિતાણા દાઠા ૧૬-૩૦.

=*=

## નમસ્કાર મહામંત્ર

નમો અરિહંતાણં ॥ ૧ ॥
નમો સિદ્ધાણં ॥ ૨ ॥
નમો આયરિયાણં ॥ ૩ ॥
નમો ઉવજ્ઝાયાણં ॥ ૪ ॥
નમો લોએ સવ્વસાહૂણં ॥ ૫ ॥
એસો પંચ નમુક્કારો ॥ ૬ ॥
સવ્વ પાવપ્પણાસણો ॥ ૭ ॥
મંગલાણં ચ સવ્વેસિં ॥ ૮ ॥
પઢમં હવઈ મંગલં ॥ ૯ ॥

## પંચિંદિય સૂત્ર

પંચિંદિય સંવરણો,
તહ નવવિહ બંભચેર ગુત્તિધરો;
ચઉવિહ કસાય મૂક્કો,
ઈઅ અઢારસ ગુણેહિં સંજુત્તો ॥ ૧ ॥

પંચ મહવ્વય જુત્તો,
પંચ વિહાયાર પાલણ સમત્થો;
પંચ સમિઓ તિગુત્તો,
છત્તીસ ગુણો ગુરુ મજઝ ॥ ૨ ॥

*

ॐ अर्हं नमः ।

श्रीशंखेश्वरपार्श्वनाथाय नमः ।

तीर्थाधिराज श्री आदिनाथाय नमो नमः ।

# શ્રી ગિરિરાજ સ્પર્શના

## વિભાગ પહેલો

### શ્રી ગિરિરાજનો મહિમા

શ્રી શત્રુંજય ગિરિરાજ એટલે પ્રાયઃ શાશ્વત મહાતીર્થ, શાશ્વત એટલે અનંતાઅનંત કાલથી વિદ્યમાન અને ભવિષ્યમાં પણ અનંત અનંત કાલ સુધી રહેનારૂં. પ્રાયઃ એટલા માટે કે આ શત્રુંજય મહાતીર્થ પ્રમાણમાં વધઘટ થયા કરે છે.

આ સિદ્ધગિરિ પહેલા આરામાં એંશી યોજનના વિસ્તારવાળો, બીજા આરામાં સીત્તેર યોજન, ત્રીજા આરામાં સાઠ યોજન, ચોથા આરામાં પચાસ યોજન, પાંચમા આરામાં બાર યોજન અને છેવટે છઠ્ઠા આરામાં સાત હાથ જેટલા પ્રમાણવાળો રહેશે.

આ તીર્થનું પ્રમાણ અવસર્પિણી કાલમાં ઘટતું જાય છે,

જ્યારે ઉત્સર્પિણી કાલમાં વધતું જાય છે. આવતી ઉત્સર્પિણીના પહેલા આરામાં સાત હાથ, બીજા આરામાં બાર યોજન, ત્રીજા આરામાં પચાસ યોજન, ચોથા આરામાં સાઠ યોજન, પાંચમા આરામાં સીત્તેર યોજન અને છઠ્ઠા આરામાં એંશી યોજનનો થવાનો, પરંતુ આ તીર્થનો મહિમા તો એક સરખો જ રહેવાનો.

શ્રી ઋષભદેવ ભગવાનના વખતમાં ત્રીજા આરાના અંતે આ ગિરિરાજ મૂલમાં પચાસ યોજન, ઉપર દશ યોજન અને ઉંચાઈમાં આઠ યોજનનો હતો.

અઢીદ્વીપ–મનુષ્યક્ષેત્રમાં ધર્મની સામગ્રીવાળા પાંચ મહાવિદેહક્ષેત્રો, પાંચ ઐરવતક્ષેત્રો અને પાંચ ભરતક્ષેત્રો છે. ( જંબૂદ્વીપમાં–૧ ભરત, ૧ ઐરવત, ૧ મહાવિદેહ, ધાતકીખંડમાં–૨ ભરત. ૨ ઐરવત, ૨ મહાવિદેહ, પુષ્કરાર્ધ દ્વીપમાં ૨ ભરત ૨ ઐરવત, ૨ મહાવિદેહ આવેલા છે. ) આ શાશ્વત શત્રુંજય મહાતીર્થ તો આપણે જ્યાં રહીએ છીએ તેજ જંબૂદ્વીપના દક્ષિણાર્ધે ભરતક્ષેત્રમાં આવેલું છે, આપણા સૌનો જન્મ આ મહાતીર્થની મનોહર છાયામાં થયો છે, તે આપણો મહાન પુણ્યોદય ગણાય.

વળી આ શત્રુંજયગિરિવર ઉપર અનેક શ્રી તીર્થંકર ભગવંતો, શ્રી ગણધર ભગવંતો અને મુનિભગવંતોએ પધારીને આ ભૂમિને પાવન કરી છે, ઉપદેશ આપ્યો છે, ધ્યાન ધર્યું છે, અને અનંતા મુક્તિને વર્યા છે, તેથી તેમની તે મનોવર્ગણા અને ભાષાવર્ગણા વગેરેના શુભ પુદ્‌ગલ સ્કંધોથી

આ તીર્થભૂમિ પવિત્ર બનેલી છે. અહીં રહેલાં શુભ પુદ્ગલો જતાં–આવતાં યાત્રાળુઓના અંતઃકરણ ઉપર અસર કરે છે, તેથી મન અને આત્મા નિર્મળ બને છે.

મહાન પુરૂષોના રોમરોમમાં સમતા, પવિત્રતા, શ્રેષ્ઠતા, વગેરે ભરેલી હોય છે. તેમના શ્વાસોશ્વાસમાં અને શરીરના રોમરોમમાંથી નીકળતાં પરમાણુઓમાં અલૌકિક શક્તિઓ રહેલી હોય છે, તેઓ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં ઉત્તમ ગુણોનું વાતાવરણ રચાય છે, તેથી તેવા વાતાવરણમાં જનાર મનુષ્ય આદિ ઉપર તેની ચમત્કારિક અસર થાય છે. તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિવરની આવા અનંત–અનંત મહાત્માઓએ પણ સ્પર્શના કરેલી છે. કારણ, તે પોતેજ પરમ પવિત્ર ભૂમિ છે. પાપીઓને પણ પાવન–શુદ્ધ કરનારી છે, ખુદ પ્રભુ શ્રી આદિનાથે પોતાના શ્રીમુખે એનો ઉચ્ચતમ પ્રભાવ પ્રગટ કર્યો છે. જેમ કોઇ મહારોગીના દુષ્ટ વ્યાધિઓ કોઇ ભૂમિ વિશેષમાં જતાં પ્રલય પામી જાય છે તેમ અન્યત્ર શુદ્ધ નહિ થઈ શકનારા એવા પણ ભવિ જીવોને આ તીર્થની સ્પર્શના ભવનો પાર પમાડી દે છે; તેથી જ શ્રી મહાવિદેહક્ષેત્રના મનુષ્યો પણ આ તીર્થ-ભૂમિનાં દર્શન, સ્પર્શન અને વંદન કરવાની ઝંખના કરે છે. આ તીર્થની જેટલી ઉચ્ચ ભાવનાથી ભક્તિ થાય તેટલી કરવી. તીર્થની આશાતના કરવાથી આ ભવમાં ધનનો નાશ થઇ જાય છે. ધનનો નાશ થતાં ભૂખ અને તરસમાં ખાવાનું કે પીવાનું પાણી મળતું નથી, શરીરમાં અનેક રોગો પેદા થાય છે અને પરભવમાં નરકગતિમાં પરમાધામીઓનાં અનેક દુઃખો સહન કરવાં પડે છે.

આ મહાતીર્થનો મહિમા શ્રી ઋષભદેવ પ્રભુના આદેશથી શ્રી પુંડરીક ગણધર ભગવંતે વિશ્વના પ્રાણીઓના હિતને માટે સવા લાખ શ્લોક પ્રમાણ ગ્રંથ નિબદ્ધ કર્યો હતો, તે પછી ચરમ તીર્થાધિપતિ શ્રી મહાવીરસ્વામીજીના આદેશથી શ્રી સુધર્માસ્વામિજીએ મનુષ્યોનું ટુંકું આયુષ્ય જાણીને તેમાંથી સંક્ષેપ કરી ચોવીશ હજાર શ્લોક પ્રમાણ કહ્યો હતો. ત્યાર પછી શ્રી વૈરાગ્યરસનાસાગર અને સર્વ વિદ્યામાં પ્રવીણ, વિવિધ લબ્ધિવાળા શ્રી ધનેશ્વરસૂરીશ્વરજીએ વલ્લભીપુરમાં શ્રી શત્રુંજય મહાત્મ્ય નામના ગ્રંથની સુંદર રચના કરી હતી, જે હાલમાં આપણને મૂળ ગ્રંથ તથા ભાષાંતર મળી શકે છે.

શ્રી ધનેશ્વરસૂરીશ્વરજી મહારાજે શત્રુંજય મહાત્મ્યમાં કહ્યું છે કેઃ—

૧ "ધર્મ પામવાની ઇચ્છાથી તમે સર્વદિશાઓમાં શા માટે ભટક્યા કરો છો ? એકવાર શ્રી પુંડરીકગિરિ (શત્રુંજયગિરિ)ની છાયાનો પણ સ્પર્શ કરો તો બીજું કાંઈ કરવાની જરૂર નથી.

૨ જો તમારે તત્ત્વ જાણવાની ઇચ્છા હોય કે ધર્મ કરવાની ઇચ્છા હોય તો બીજું બધું છોડી દઈ આ શ્રી સિદ્ધગિરિવરનો આશ્રય કરો.

૩ શત્રુંજયગિરિ પર જઈને શ્રી જિનેશ્વરદેવનું ધ્યાન કરવું તે અતિ શ્રેષ્ઠ છે કેમકે તેના જેવું બીજું પરમ તીર્થ નથી. જીવોએ ભયંકર પાપ ઉપાર્જન કરેલું હોય તો

પણ પુંડરીકગિરિના સ્મરણથી સઘળાં પાપો નાશ પામી જાય છે, તિર્યંચો પણ શ્રી અરિહંતના દર્શનથી સ્વર્ગ-ગામી થાય છે.

૪ અન્ય તીર્થોમાં જઈ ઉત્તમ ધ્યાન, દાન, શીલ, પૂજન કરવાથી જે ફળ મળે છે તેનાથી કઈ ગણું ફળ માત્ર શત્રુંજયની કથા સાંભળવાથી મળે છે.

આ અનાદિ તીર્થ ઉપર અનંતા તીર્થંકરો અને અનંતા મુનિવરો સિદ્ધિપદને પામેલા છે અને ભવિષ્યકાળમાં પણ અનંતા તીર્થંકરો અને મુનિવરો મોક્ષસુખને પ્રાપ્ત કરશે માટે શ્રી શત્રુંજય મહાતીર્થને મોક્ષનિવાસ કહીએ તો જરાયે ખોટું નથી.

## શ્રી શત્રુંજય તીર્થમાં થતાં ફળો

૧ શ્રી સિદ્ધગિરિજીને સ્પર્શ કરનારા પ્રાણીઓને રોગ–સંતાપ–દુઃખ–વિયોગ–દુર્ગતિ અને શોક થતા નથી.

૨ દર્શન અને સ્પર્શનથી સંસારમાં ઉત્તમ પ્રકારના ભોગ સુખો અને અંતે મુક્તિનું સુખ મળે છે.

૩ તીર્થના પ્રભાવથી ગાઢ નિકાચિત કર્મોનો પણ નાશ થાય છે.

૪ જેઓ આ તીર્થની યાત્રા, પૂજા, સંઘની ભક્તિ અને સંઘની રક્ષા કરે છે, તેઓ સ્વર્ગલોકમાં પૂજાય છે.

૫ પ્રભુને શીતળ અને સુગંધી જળથી સ્નાન કરાવનારા શુભકર્મથી સુગંધિત બને છે.

૬ પ્રભુને પંચામૃતથી સ્નાન કરાવનારા પંચમજ્ઞાન–કેવળ-જ્ઞાન પ્રાપ્ત કરી પાંચમી ગતિ મોક્ષને પામે છે.

૭ પ્રભુને કેશર અને ચંદનથી પૂજન કરનારા અખંડ લક્ષ્મીવાળા થઇ કીર્તિરૂપ સુગંધીના ભાગીદાર થાય છે.

૮ પ્રભુને બરાસથી પૂજન કરનારા જગતમાં શ્રેષ્ઠ અને શત્રુના ભયથી મુક્ત થાય છે.

૯ પ્રભુને કસ્તુરી, અગરૂ અને કેશરથી પૂજન કરનારા જગતમાં ગુરુપદને પામે છે.

૧૦ પ્રભુનું અર્ચન કરનારા ત્રણે જગતને પોતાની કીર્તિથી વાસિત કરી આ લોકમાં નિરોગી થાય છે અને પર લોકમાં સદ્ગતિને પામે છે.

૧૧ સુગંધી પુષ્પોથી પૂજા કરનારા સુગંધી શરીરવાળા અને ત્રણ લોકને પૂજવા યોગ્ય બને છે.

૧૨ સાધારણ ધૂપ કરનારને ૧૫ ઉપવાસ અને કર્પૂરાદિ મહાસુગંધી પદાર્થોથી માસખમણનું ફળ પ્રાપ્ત થાય છે.

૧૩ અખંડ અક્ષત ચઢાવનારને અખંડ સુખસંપત્તિ મળે છે અને સઘળા મનોરથ પૂર્ણ થાય છે.

૧૪ દીપકપૂજા કરનારના શરીરની કાંતિ દેદીપ્યમાન થાય છે અને સંસાર સંબંધી અંધકાર નાશ પામે છે. મંગલ-દીપથી માંગલિકો પ્રાપ્ત થાય છે.

૧૫ નૈવેદ્યપૂજા કરનારને મિત્રતા વધે છે.

૧૬ ફળપૂજા કરનારને મોક્ષસુખ પ્રાપ્ત થાય છે.

૧૭ આભૂષણો ચઢાવનાર ત્રણે ભુવનમાં અલંકારભૂત બને છે.

૧૮ રથયાત્રા માટે રથ આપનારને ચક્રવર્તિની સંપત્તિ પ્રાપ્ત થાય છે.

૧૯ પોંખણાં કરવાથી કર્મરહિત બને છે.

૨૦ તીર્થમાં અશ્વ આપનારને સર્વ તરફથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે. હાથી આપનારને સારા શીલવાળી સ્ત્રીઓ પ્રાપ્ત થાય છે. પ્રભુના પખાલ માટે ગાય આપનાર રાજા થાય છે.

૨૧ ચંદરવો, છત્ર, સિંહાસન, ચામર વગેરે આપનારને બધી વસ્તુઓ ભવાંતરમાં પ્રાપ્ત થાય છે. મહેન્દ્રધ્વજ અથવા ધ્વજા ચઢાવનારા અનુત્તર વિમાનમાં સુખ ભોગવી શાશ્વતપદને પ્રાપ્ત કરે છે.

૨૨ સોના, રૂપા કે ત્રાંબાના કલશ કરાવનાર સ્વપ્નમાં પણ પીડા પામતા નથી અને શાશ્વત મંગળને પ્રાપ્ત કરે છે.

૨૩ આંગી કરનારા વિશ્વમાં શૃંગારભૂત બને છે.

૨૪ પ્રભુપૂજાને માટે ગામ કે વાડી આપનારા ચક્રવર્તિ બને છે.

૨૫ દશ માળા ચઢાવાથી ઉપવાસ, સો માળાથી છટ્ઠ, હજાર માળાથી અઠ્ઠમ, લાખ માળાથી પંદર ઉપવાસ, દશ લાખ માળાથી મહિનાના ઉપવાસનું ફળ મળે છે.

૨૬ શ્રી શત્રુંજયના માર્ગમાં યાત્રાર્થે જતાં સાધુ–સંઘની

ભક્તિ, પ્રભાવના, વૈયાવચ્ચ વગેરે કરતાં, ગિરિરાજ દૂર હોય ત્યાં સુધી ક્રોડગણું ફળ અને ગિરિરાજ સાક્ષાત્ નજરે પડતાં અનંતગણું ફળ પ્રાપ્ત થઈ શકે છે.

૨૭ જે જે મહાનુભાવ મુનિઓને અહિં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે, તેમજ નિર્વાણ પ્રાપ્ત થયું છે, તે સર્વેને વંદન કરવાનું ફળ શ્રી પુંડરીક ગિરિરાજને ભાવસહિત વંદન કરતાં પ્રાપ્ત થઇ શકે છે.

૨૮ અન્ય તીર્થોમાં ઉગ્ર તપસ્યા તથા બ્રહ્મચર્ય વડે જે ફળ પ્રાપ્ત થાય છે, તે ફળ શ્રી શત્રુંજયગિરિ પર પ્રયત્ન પૂર્વક વસવા માત્રથી જ પ્રાપ્ત થાય છે.

૨૯ એક ક્રોડ મનુષ્યોને ઇચ્છિત આહારનું ભોજન કરાવવાથી જે પુણ્ય થાય છે, તેટલું પુણ્ય શત્રુંજય તીર્થમાં એક ઉપવાસે કરીને જ પ્રાપ્ત થાય છે.

૩૦ સ્વર્ગમાં, પાતાલમાં અને મનુષ્યલોકમાં જે કોઇ નામ માત્રથી પણ તીર્થ છે તે સર્વે તીર્થોને, માત્ર પુંડરીકગિરિને વંદન કરવાથી, જોવા, સમજવા અર્થાત્ શત્રુંજય તીર્થનું વંદન કરવાથી સર્વ તીર્થોને વંદન કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે.

૩૧ આ તીર્થરાજને વિષે પૂજા કરવાથી એકગણું પુણ્ય થાય છે. પ્રતિમાનું સ્થાપન કરવાથી ( પ્રતિમા બેસાડવાથી ) સોગણું પુણ્ય થાય છે, જિનભુવન કરાવવાથી હજારગણું પુણ્ય થાય છે અને એ તીર્થનું પાલન (રક્ષણ) કરવાથી

અનંતગણું પુણ્ય થાય છે.

૩૨ જે મનુષ્ય શ્રી શત્રુંજયગિરિના શિખર પર જિનેશ્વરની પ્રતિમા બેસાડે અથવા ચૈત્ય કરાવે, તે ભરતક્ષેત્રને ભોગવીને એટલે ચક્રવર્તી થઇને પછી સ્વર્ગ તથા મોક્ષને વિષે વાસ કરે છે. અર્થાત્ સ્વર્ગ અને મોક્ષનાં સુખો પામે છે.

૩૩ જે મનુષ્ય શત્રુંજય તીર્થ પર પાણીરહિત ચૌવિહારો છઠ્ઠ ભક્ત ( બે ઉપવાસે ) કરીને સાત યાત્રાઓ કરે તે ત્રીજે ભવે મોક્ષપદને પામે છે.

૩૪ અન્ય સ્થાનમાં સુવર્ણ, ભૂમિ કે અલંકારાદિ આપવાથી જે પુણ્ય ન થાય તેટલું પુણ્ય સિદ્ધગિરિમાં એક ઉપ-વાસ કરવાથી થાય છે.

૩૫ શ્રી અષ્ટાપદ પર્વત, શ્રી સમેતશિખરજી, શ્રી પાવાપુરી, શ્રી ચંપાપુરી અને ગિરનારજી વગેરે તીર્થોની યાત્રા કરવાથી જે પુણ્ય થાય છે, તે કરતાં સોગણું પુણ્ય શ્રી શત્રુંજય તીર્થની યાત્રા કરવાથી પ્રાપ્ત થાય છે.

૩૬ સેંકડો સાગરોપમ સુધી નરકગતિમાં દુઃખો ભોગવતાં કર્મો ન ખપે તેથી અધિક કર્મોનો નાશ કારતક મહિ-નામાં માસખમણની તપશ્ચર્યા કરવાથી ખપે છે.

૩૭ કાર્તિક સુદ પુનમે માત્ર એક ઉપવાસ કરવાથી ચાર હત્યાના પાપથી મુક્ત થવાય છે.

૩૮ કાર્તિક પૂર્ણિમાએ ભગવંતનું ધ્યાન કરનાર સર્વ પ્રકા-રનાં સુખો ભોગવી મોક્ષસુખને પ્રાપ્ત કરનાર બને છે.

૩૯ કાર્તિક, ચૈત્ર અને વૈશાખ સુદ ૧૫ ના જેઓ સંઘ લઈને આવી, આદરથી દાન-તપ કરે છે તેઓ મોક્ષ સુખને પામે છે.

## યાત્રા કરવાથી મળતું ફળ

શ્રી નંદીશ્વર દ્વીપની યાત્રા કરતાં બમણું ફળ કુંડલગિરિની યાત્રામાં, ત્રણગણું રૂચકગિરિની યાત્રામાં, ચારગણું ગજદંતના તીર્થમાં, આઠગણું જંબૂદ્વિપના શાશ્વત ચૈત્યની યાત્રામાં, ચોવીશગણું ધાતકીખંડના ચૈત્ય દર્શનમાં, છત્રીશગણું પુષ્કરાર્ધના ચૈત્યદર્શનમાં, છત્રીશસોગણું મેરૂપર્વતની ચૈત્યયાત્રામાં, છત્રીશ હજારગણું શ્રી સમ્મેતશિખરની યાત્રામાં, લાખગણું અંજનગિરિની યાત્રામાં, દશ લાખગણું અષ્ટાપદતીર્થની યાત્રામાં અને **ક્રોડગણું ફળ શ્રી સિદ્ધાચલ-તીર્થની યાત્રામાં મળે છે.**

શ્રી નંદીશ્વરદ્વીપની યાત્રા કરતાં ક્રોડગણું ફળ આ તીર્થમાં પ્રાપ્ત થાય છે તેથી જ શાસ્ત્રકારોએ કહ્યું છે કે- અહીં જે ક્ષુદ્ર અને હિંસક પ્રાણીઓ છે તે પણ ત્રણ ભવમાં ઉત્તમ સિદ્ધિપદને પામે છે. જે અભવ્ય અને પાપી જીવો છે, તે આ તીર્થના દર્શન પણ કરી શકતા નથી. રાજ્ય વગેરે કદાચ મેળવી શકાય પણ આ તીર્થ મળવું અતિ દુર્લભ છે.

આ તીર્થના પ્રભાવે નરકગતિમાં જવા યોગ્ય આત્માઓએ પણ દેવલોકની ગતિ કેવી રીતે પ્રાપ્ત કરી તે નીચેની કથાઓ વાંચવાથી ખ્યાલ આવી જશે.

## (૧) સુશર્માની કથા

મહાવિદેહક્ષેત્રમાં પશુગ્રામમાં સુશર્મા નામનો એક મૂર્ખ શિરોમણી બ્રાહ્મણ રહેતો હતો, તેને એક પત્ની, પુત્ર અને પુત્રી હતાં. નગરમાંથી ભીખ માગી લાવી જેમ તેમ નિર્વાહ કરતો હતો.

એક વખતે તે ગામમાં ભીખ માગવા ગયો, આખો દિવસ ફરવા છતાં કંઇ પણ ભીક્ષા મળી નહિ તેથી કંટાળીને ખાલી પાત્રે ઘેર આવ્યો. તેથી સ્ત્રી તેના ઉપર ખુબ ગુસ્સે થઈ. તેણે સમજાવવા છતાં તે સ્ત્રી શાંત થઇ નહિ એટલે સુશર્માએ તેને એક પત્થર માર્યો. પત્થર મર્મસ્થાનમાં વાગવાથી થોડીવારમાં સ્ત્રી મરણ પામી. પોતાની માતાને મરણ પામેલી જોઇ પુત્ર-પુત્રી પિતાને કહેવા લાગ્યાં કે, 'અરે અધમ બ્રાહ્મણ તેં આ શું કર્યું ? મારી માતાને મારી નાંખી.'

પુત્રના વચનથી ક્રોધ પામેલા બ્રાહ્મણે પુત્ર અને પુત્રીને પણ મારી નાખ્યાં. ભાગવા જતાં રસ્તામાં ગાયથી સ્ખલના પામતાં ગાયને પણ મારી નાખી.

આ રીતે ઘોર કૃત્ય કરવાથી તેને પકડવા માટે રાજ–પુરૂષો તેની પાછળ પડયા. આથી ભયનો માર્યો નાસતાં–નાસતાં સુશર્મા એક ખાડામાં પડયો અને તીવ્ર વેદના ભોગવી મરણ પામી સાતમી નરકમાં ઉત્પન્ન થયો.

સાતમી નરકમાં ઘોર વેદના ભોગવીને ત્યાંથી મરીને તે કોઇ વનમાં સિંહ થયો, ત્યાંથી ચોથી નરકમાં ગયો, પછી

ચંડાલ થઇ ફરી સાતમી નરકમાં ગયો પછી ત્યાંથી મરી દૃષ્ટિવિષ સર્પ થયો.

એક વખતે રાફડા પાસે મહાવ્રતધારી મુનિવર જોવામાં આવતાં એકદમ ફુંફાડા મારતો મુનિને કરડવા દોડયો, પણ મુનિને ભય વિનાના જોતાં સર્પ વિચારમાં પડી ગયો કે, 'મારા એક ફુંફાડાથી મનુષ્યો ભયભીત થઇને નાશભાગ કરી મૂકે છે જ્યારે આ મારાથી જરાયે ત્રાસ કેમ પામતો નથી?' આમ વિચાર કરતો સર્પ મંદમંદ ગતિએ મુનિ પાસે પહોંચ્યો. તે વખતે મુનિ વિદ્યાધરોને શ્રી શત્રુંજય મહાત્મ્ય કહી રહ્યા હતા, તેથી તેને પણ સાંભળવામાં આવ્યું, લઘુકર્મપણાના યોગે સર્પને તરત જાતિસ્મરણ જ્ઞાન થયું. તેથી સર્પને પોતાના પૂર્વભવો સાંભર્યા અને મુનિને ત્રણ પ્રદક્ષિણા કરી, નમસ્કાર કરી અનશન કરવાની ઇચ્છા કરી. મુનિવરે પોતાના જ્ઞાનથી સર્પની અનશન કરવાની ભાવના જાણી અનશન કરાવ્યું, એટલે વિદ્યાધરોએ તે સર્પને શ્રી સિદ્ધગિરિજી ઉપર મૂકી દીધો. સર્પ મરણ પામી ઇશાન દેવલોકમાં સુંદર સ્વરૂપ વાળો દેવ થયો.

## (૨) ત્રિવિક્રમ રાજાની કથા

આ ભરતક્ષેત્રની શ્રાવસ્તી નગરીમાં ત્રિવિક્રમ નામે રાજા રાજ્ય કરતો હતો. એક વખતે ઉદ્યાનમાં વૃક્ષ નીચે રાજા આરામ કરતો હતો, તે વખતે એક પક્ષીએ કર્કશ અવાજ કરતાં રાજાએ બાણથી પક્ષીને વીંધી નાખ્યું. પક્ષી નીચે પડતાં તડફડવા લાગ્યું અને થોડીવારમાં મરણ પામી ભીલના

કુળમાં ઉત્પન્ન થયું.

એકવાર એક મુનિવરનો ભેટો થતાં રાજાએ ધર્મ સાંભળી દીક્ષા લીધી અને વિવિધ તપો કરતાં મને તપના પ્રભાવે કેટલીક લબ્ધિઓ ઉત્પન્ન થઇ.

ત્રિવિક્રમ મુનિવર ફરતા–ફરતા એક જંગલમાં વૃક્ષ નીચે કાઉસ્સગ્ગ કરી રહ્યા છે, ત્યાં પેલા પક્ષીનો જીવ જે ભીલ થયો છે તેણે મુનિને જોયા, પૂર્વભવના વૈરથી ભીલને ક્રોધ આવ્યો તેથી મુનિની કદર્થના કરવા લાગ્યો. આથી મુનિ શાંતરસમાં ઝીલતા હતા, છતાં ભીલ ઉપર ક્રોધ આવ્યો અને તેજોલેશ્યા મૂકી થોડીવારમાં જ ભીલ લાકડાની જેમ સળગી ગયો. મરણ પામી તેજ અટવીમાં કેશરી સિંહ થયો. ત્યાં પાછા મુનિને જોતાં ત્રાપ મારતાં મુનિએ તેજોલેશ્યા મૂકી સિંહને મારી નાંખ્યો. ત્યારપછી સિંહનો જીવ દીપડો થયો, ત્યાં પણ મુનિએ દીપડા ઉપર તેજોલેશ્યા મૂકી મારી નાંખ્યો. દીપડો મરીને સાંઢ થયો, ત્યાં કર્મસંયોગે મુનિનો ભેટો થતાં સાંઢ મુનિને મારવા ધસ્યો એટલે મુનિએ વળી તેજો-લેશ્યાથી મારી નાંખ્યો. સાંઢ મરીને મહાઝેરી સર્પ થયો. ત્યાં પણ મુનિની તેજોલેશ્યાનો ભોગ બની મરણ પામી ગરીબ બ્રાહ્મણને ત્યાં પુત્રરૂપે થયો.

ત્રિવિક્રમમુનિ ફરતા–ફરતા તે ગામમાં આવ્યા, ત્યાં બ્રાહ્મણપુત્રે મુનિને જોતાં લાકડી અને મુષ્ટિ વડે મારવા લાગ્યો, ત્યાં મુનિએ તેજોલેશ્યા મૂકી બ્રાહ્મણને મારી નાંખ્યો. બ્રાહ્મણ મરીને વાણારસી નગરીમાં મહાબાહુ નામે રાજા થયો.

એકવાર મહાબાહુ રાજા પોતાના મહેલના ગોખે બેઠા હતા, ત્યાં રાજમાર્ગ ઉપરથી એક મુનિને જતાં જોવાથી તેમને થયું કે, 'મેં આવા મુનિને જોયા છે' વિચાર કરતાં મહાબાહુ રાજાને જાતિસ્મરણ જ્ઞાન થયું, તેમાં ત્રિવિક્રમ મુનિન કોપથી મરણ પામેલા પોતાના સાત ભવો જોયા, તેથી તે મુનિની શોધ માટે અડધો શ્લોક બનાવ્યો—"विहगः शबरः सिंहो, द्वीपो षण्ढः फणी, द्विजः' અને મંત્રી વગેરેને જણાવ્યું કે, 'જે કોઇ આ શ્લોકની પૂર્તિ કરી આપશે તેને હું લાખ સોનામહોરો આપીશ, આથી લોકો શ્લોક પૂરો કરવા પ્રયત્ન કરવા લાગ્યા અને અડધો શ્લોક ગોખવા લાગ્યા.

એકવાર ત્રિવિક્રમ મુનિએ ફરતા-ફરતા તે નગરીમાં એક ગરીબ માણસના મુખમાંથી આ શ્લોક સાંભળ્યો અને તુરત બોલ્યો "येनामीः निहताः कोपात्स कथं भविता हहा ॥" જેણે આ બધાને કોપથી મારી નાખ્યા છે, અહા ! તેનું શું થશે ? ) માણસે આ ઉતરાર્ધ રાજાને કહ્યો. રાજાએ પૂછ્યું કે, આ શ્લોક કોણે પૂરો કર્યો ? ત્યારે તે માણસે મુનિનું નામ જણાવ્યું.

રાજાએ તુરત તે મુનિને પાસે જઇને નમસ્કાર કરીને કહ્યું કે, 'હે મુનિરાજ ! મારા તે સર્વ અપરાધોની આપ ક્ષમા કરો અને મને ધિક્કાર હો, આપના જેવા મહામુનિને મેં પીડિત કર્યા અને આપના તપનો વારંવાર મેં નાશ કર્યો છે, પરંતુ હવે મારે લીધે પ્રાપ્ત થયેલા તે ક્રોધરૂપી

ચંડાલને તમે છોડી દો. ”

ત્રિવિક્રમ મુનિએ કહ્યું કે, ‘ હે રાજન્ ! મને ધિક્કાર છે, હું સાધુ થયો છું છતાં પાપી એવા મેં સાત–સાત વાર તમને મારી નાખ્યા. આ મારા અપરાધની તમે ક્ષમા કરો. આવા અકાર્યથી મેં મારું બોધિરૂપી વૃક્ષ ઉખેડી નાખ્યું છે. એટલામાં કેવલી ભગવંતનું ત્યાં આગમન સાંભળી બંને ત્યાં ગયા. જ્ઞાનથી બંનેના ભાવને જાણી કેવલી ભગવંતે ફરમાવ્યું કે ‘ જે જીવ અજ્ઞાનથી થયેલા અવિવેકને આધીન બની મુનિને પીડા કરે છે, તેના કરતાં અન્ય કોઇ પાપી નથી. તીવ્ર તપસ્યા કરતો એવો મુનિ જો મૂર્ખ થઈને ક્રોધ કરે છે, તો તે ચારિત્રરૂપ વૃક્ષને બાળી નાંખે છે. ’

“ હે રાજન્ ! સર્વ પાપનો નાશ કરનારા શ્રી શત્રુંજય તીર્થે તું જા, ત્યાં તપશ્ચર્યા કરવાથી તને જ્ઞાન અને સિદ્ધિ પ્રાપ્ત થશે, માટે આ ત્રિવિક્રમ મુનિ સાથે શ્રી શત્રુંજયાદિ તીર્થોની સમાધિપૂર્વક યાત્રા કર, યાત્રા કરી સંયમ લઇ ત્યાં તપ કરજે. ”

કેવળી ભગવંતની વાણી સાંભળી, મહાબાહુ રાજાએ શ્રી સિદ્ધગિરિજીનો સંઘ કાઢી, યાત્રા કરી અને સંયમ લઇ ત્યાં તપસ્યા કરવા લાગ્યા. અંતે શ્રી સિદ્ધગિરિજીના પ્રભાવે ત્રિવિક્રમ મુનિ અને મહાબાહુ મુનિ કર્મોનો ક્ષય કરી મોક્ષે ગયા.

## (૩) મોર

એકવાર શ્રી આદિનાથપ્રભુ, શ્રી શત્રુંજય ગિરિવર પાસે

ધ્યાનમાં રહેલા છે ત્યાં એક મયૂર બીજા કેટલાક મયૂરો સાથે આવ્યો અને પોતાના પીંછા વડે પ્રભુને જાણે છત્ર ધરતો ન હોય તેમ ભક્તિથી પીંછાં પહોળાં કરતો હતો.

ધ્યાનને અંતે પ્રભુએ મયૂરોને બોધ કર્યો ત્રણ દિવસ સુધી પ્રભુ મયૂરો સાથે ત્યાં રાયણવૃક્ષ નીચે રહ્યા. વૃદ્ધ મયૂરનું મરણ નજીક જાણી પ્રભુએ તેને અનશન કરાવ્યું.

મયૂર ચારે આહારનો ત્યાગ કરી શુભ ભાવનામાં મરણ પામી ચોથા દેવલોકમાં દેવ થયો. 'પોતાને સ્વર્ગપ્રાપ્તિનું કારણ શ્રી સિદ્ધગિરિ તીર્થ છે એમ જાણી પ્રભુને વંદન કરવા આવ્યો ત્યાં પ્રભુએ તે દેવને મયૂરદેવ કહીને બોલાવ્યો. ત્યારે ઇન્દ્રે પૂછ્યું કે, 'હે સ્વામી, આ મયૂરદેવ કોણ ?' પ્રભુએ કહ્યું કે, આ અહિં તીર્થ ઉપર દેશના સાંભળી શાંત થયો હતો અને જીવવધ ત્યજી દઈ અનશનવ્રત લીધું હતું. આ તીર્થના પ્રભાવે મયૂર તિર્યંચના ભવમાંથી ચોથા દેવલોકમાં દેવ થયો છે અને આવતા ભવમાં આ તીર્થ ઉપર સિદ્ધપદને પામશે.

## (૪) સિંહ

પ્રતિષ્ઠાનપુર નગરમાં એક બ્રાહ્મણ દિન–પ્રતિદિન હિંસામય યજ્ઞ કરાવતો હતો.

એકવાર યજ્ઞ ચાલી રહ્યો છે, ત્યાં કોઈ મુનિએ કહ્યું કે 'ભરત મહારાજાએ ધર્મમય વેદ રચેલા છે તે વેદના અર્થને બદલીને આ પેટભરૂ હિંસા કરી અનર્થ કરી રહ્યા છે.

મુનિનાં વચનો સાંભળી આ બ્રાહ્મણ મુનિને મારવા જતાં વચમાં યજ્ઞસ્થંભ સાથે અથડાઇ મરણ પામ્યો. મુનિના દર્શનથી સિદ્ધગિરિ તીર્થસ્થાનમાં સિંહ થયો.

એકવાર શ્રી શાંતિનાથ ભગવાન ધ્યાનારૂઢ રહેલા છે ત્યાં પેલો સિંહ આવ્યો. પ્રભુને મારવા માટે એકદમ કુદ્યો પણ વચમાં પટકાઇ પડયો, આમ વારંવાર વચમાં પછડાવાથી સિંહ વિચારવા લાગ્યો કે 'વચમાં કોઇ નથી છતાં હું ફાળ કેમ ચૂકી જાઉં છું. નક્કી આ કોઈ મહાનપુરૂષ લાગે છે.' આમ વિચારતાં પૂર્વભવનું સ્મરણ થઇ આવ્યુ. ત્યાં પ્રભુએ તેને પ્રતિબોધ કર્યો અને કહ્યું કે, 'તેં પૂર્વભવમાં પાપકર્મો કર્યાં તેથી તું તિર્યંચગતિમાં ઉત્પન્ન થયો છે. હાલમાં તીર્થંકરનું સાન્નિધ્ય મળવા છતાં અતિરોષ કરીને નરકની માતાતુલ્ય હિંસાને કેમ હજુ આચરે છે ? પૂર્વભવમાં મુનિને મારવા જતાં તત્કાલ તને મરણતુલ્ય ફળ મળ્યું માટે જીવહિંસા છોડી દે અને દયામય ધર્મને આચર, ખેદ પામ્યા વગર આ તીર્થની આરાધના કર. તીર્થના પ્રભાવે તને દેવગતિ મળશે અને એક અવતારે તારો મોક્ષ થશે.'

આવી પ્રભુની આજ્ઞા થતાં સિંહ પ્રભુનું ધ્યાન કરવા લાગ્યો અને મુનિના જેવો શાંત ચિત્તવાળો થયો. આયુષ્યના અંતે શુભભાવમાં મરણ પામી દેવલોકમાં ગયો. ત્યાંથી મનુષ્ય જન્મ પામી મોક્ષમાં ગયો.

## (૫) હંસ

કેટલાક મુનિવરો શ્રી સિદ્ધગિરિજી તરફ વિહાર કરી

રહ્યા હતા. ત્યાં કોઇ જંગલમાં તરફડતો મરણ સન્મુખ એક હંસ જોવામાં આવ્યો. એક મુનિએ હંસ પાસે આવીને કહ્યું કે, 'હે જીવ ! ઘણા દુઃખદાયક આ સંસારરૂપ અરણ્યમાં શરણ રહિત ભમતો એવો તું શ્રી અરિહંત ભગવંત, શ્રી સિદ્ધ ભગવંત, શ્રી સાધુ ભગવંત અને કેવળીપ્રણીત શ્રી જિનધર્મ. આ ચાર શરણાનો સ્વીકાર કર. વળી તેં જે જે જીવોની વિરાધના કરી હોય, હિંસા કરી હોય તે સર્વ જીવોને તું ખમાવ. શ્રી શત્રુંજય તીર્થનું અને શ્રી આદિનાથ પ્રભુનું સ્મરણ કર.' આ પ્રમાણે કહી મુનિએ તે હંસને નવકાર મહામંત્ર સંભળાવ્યો. મંત્રના પ્રભાવે પીડા રહિત થયેલો હંસ સમાધિપૂર્વક મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમાં ઉત્તમ દેવ થયો.

આ તીર્થનો પ્રભાવ કદી પણ નિષ્ફળ જતો નથી, માટે સૌએ આ તીર્થનું એકાગ્રતાપૂર્વક ધ્યાન, જાપ, સ્મરણ, પૂજન, વંદન, સ્પર્શન વગેરે કરવું.

શ્રી ગૌતમસ્વામિજીના પૂર્વના ત્રીજા ભવમાં મહાવિદેહ ક્ષેત્રમાં વેગવાન નામના વિદ્યાધર હતા. ત્યાં સાધના કરવા છતાં વિદ્યાઓ સિદ્ધ થઇ નહિ, એટલે સિદ્ધગિરિજી આવીને સાધના કરતાં તે બધી વિદ્યાઓ માત્ર બે મહિનામાં સિદ્ધ થઇ હતી.

શ્રી સિદ્ધગિરિજીની સ્પર્શના માત્રથી ઉત્તમ ગતિ થાય છે એમાં જરાયે શંકા રાખવા જેવી નથી; કેમકે ચાર-ચાર હત્યા કરનાર દૃઢપ્રહારી જેવા, ચોરી કરનારા, પરદારા લંપટ,

બેનની સાથે ભોગ ભોગવનારા, દેવદ્રવ્ય–ગુરુદ્રવ્યનું ભક્ષણ કરનારા મહાપાપીઓ પણ આ તીર્થના પ્રભાવે સદ્ગતિને પામ્યા છે તો પછી જેઓ સરલ, ન્યાયવાન, પુણ્યવાન આત્માઓ છે તેમના કલ્યાણનું તો પૂછવું જ શું ?

એક વાત ખાસ ધ્યાનમાં રાખવી કે બીજા સ્થાનમાં કરેલા પાપોને છોડવા માટે તીર્થસ્થાન છે, પણ જો તીર્થ–સ્થાનમાં આવીને પણ પાપકર્મ કરવામાં આવે તો તે પાપ-કર્મનો તીવ્ર વિપાક ભોગવવો પડે છે. દીર્ઘકાલ સુધી સંસા-રમાં પરિભ્રમણ કરવાનું થાય છે.

## (૪) શ્રી સિદ્ધગિરિજીમાં તપ કરવાથી મળતું ફળ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| નવકારશી | કરવાથી | બે | ઉપવાસ | કર્યાનું ફળ | મળે છે. |
| પોરસિ | ,, | ત્રણ | ,, | ,, | ,, |
| પુરિમડ્ઢ | ,, | ચાર | ,, | ,, | ,, |
| એકાસણું | ,, | પાંચ | ,, | ,, | ,, |
| આયંબિલ | ,, | પંદર | ,, | ,, | ,, |
| ઉપવાસ | ,, | એક મહિનાના | ,, | ,, | ,, |

આ રીતે જેટલી તપશ્ચર્યા થાય તેનો લાભ કેઈ ગુણો આ તીર્થમાં મળે છે, માટે પ્રમાદ કર્યા સિવાય અને શક્તિને ગોપવ્યા સિવાય જેમ બને તેમ વધુ તપ કરવાની ભાવના આ તીર્થમાં રાખવી.

## (૫) શ્રી શત્રુંજય ગિરિવર ઉપર શ્રી તીર્થંકર ભગવંતોનું આગમન.

અતીત કાલમાં શ્રી ઋષભસેન વગેરે અસંખ્ય તીર્થંકરો

આ ગિરિરાજ ઉપર પધારી અનેક જીવોનો ઉદ્ધાર કરેલો છે. ભવિષ્યકાળમાં શ્રી પદ્મનાભ પ્રમુખ અસંખ્ય તીર્થંકરો આ ગિરિરાજ ઉપર પધારશે. વર્તમાન ચોવીશીમાં એક શ્રી નેમનાથ ભગવંત સિવાય ત્રેવીસે શ્રી તીર્થંકર ભગવંતો આ ગિરિવર ઉપર પધાર્યા હતા.

શ્રી ઋષભદેવ ભગવંત જે આ અવસર્પિણીમાં પ્રથમ તીર્થંકર થયેલા છે તેઓએ કેવળજ્ઞાન અને કેવળદર્શનથી અનંત લાભ જાણી નવ્વાણું પૂર્વવાર (૭૦,૫૬૦૦૦,૦૦૦૦૦૦૦ સીત્તેર લાખ છપન હજાર ક્રોડ. આટલીવારને એક પૂર્વ કહેવાય. આવા નવ્વાણુંવાર એટલે ૬૯,૮૫.૪૪૦૦૦,૦૦૦૦૦૦૦ આટલીવાર) આ ગિરિરાજ ઉપર સમવસર્યા છે. પ્રાયઃ કરીને ફાગણ સુદ ૮ ના દિવસે પધાર્યા હતા અને રાયણ વૃક્ષ નીચે સમવસર્યા હતા.

શ્રી ઋષભદેવ ભગવંત થયા તે પહેલાં અઢાર કોડને એક કોડે ગુણીએ તેટલા સાગરોપમ ( અસંખ્ય વર્ષનું એક પલ્યોપમ અને દશ કોડને એક કોડે ગુણીએ તેટલા પલ્યો-પમોનું એક સાગરોપમ થાય છે. ) જેટલા દીર્ઘ કાલ સુધી ધર્મ હતો નહિ; કેમકે તેટલા વખત સુધી ભરતક્ષેત્રમાં યુગ-લિક કાલ પ્રવર્તતો હતો.

જ્યારે શ્રી ઋષભદેવ ભગવાન થયા ત્યારે તેમના મુખથી શ્રી શત્રુંજય તીર્થનું માહાત્મ્ય સાંભળી સૌધર્મ ઇંદ્રના આદે-શથી પ્રભુના પુત્ર ભરત મહારાજાએ શ્રી સંઘપતિનું તિલક કરાવી. પોતાની સઘળી ઋદ્ધિ સાથે શ્રી નાભાગાપુરની

નિશ્રામાં સંઘ લઇ શ્રી સિદ્ધગિરિજી ઉપર આવ્યા હતા, ત્યારે વાર્ધકીરત્ન પાસે તે વખતે શ્રી ઋષભદેવ સ્વામિનો એક ઉંચો પ્રાસાદ બનાવરાવ્યો હતો. તે પછી દિન-પ્રતિદિન શ્રી શત્રુંજય મહાતીર્થનો મંહિમા વધવા લાગ્યો.

## (૬) શત્રુંજય મહાતીર્થના થયેલા ઉદ્ધારો.

( ચોથા આરામાં થયેલા ઉદ્ધારો )

(૧) શ્રી ઋષભદેવસ્વામિના વખતમાં **ભરતચક્રવર્તિનો.**
(૨) ભરતચક્રવર્તિના વંશમાં **દંડવીર્યરાજાનો.**
(૩) બીજા દેવલોકના ઇન્દ્ર **ઇશાનઇન્દ્રનો.**
(૪) ચોથા ,, ,, **માહેન્દ્રનો.**
(૫) પાંચમા ,, ,, **બ્રહ્મેન્દ્રનો.**
(૬) ભવનપતિના ઇન્દ્ર **ચમરેન્દ્રનો.**
(૭) શ્રી અજિતનાથ પ્રભુના સમયમાં **સગરચક્રવર્તિનો.**
(૮) **વ્યંતરેન્દ્રનો.**
(૯) શ્રી ચંદ્રપ્રભસ્વામિના વખતમાં **ચંદ્રયશારાજાનો.**
(૧૦) શ્રી શાંતિનાથ ભગવાનના સમયમાં **ચક્રાયુધરાજાનો.**
(૧૧) શ્રી મુનિસુવ્રતસ્વામિના વખતમાં શ્રી **રામચંદ્રજીનો.**
(૧૨) શ્રી નેમનાથ ભગવાનના શાસનમાં **પાંડવોનો.**

( પાંચમા આરામાં થયેલા ઉદ્ધારો. )

(૧૩) શ્રી મહાવીરસ્વામિજીના તીર્થમાં **જાવડશાનો.**
(૧૪) શ્રી ધનેશ્વરસૂરીશ્વરજીના ઉપદેશથી ***શિલાદિત્યરાજાનો.**
(૧૫) **સમરાશા ઓસવાલનો.**

* નવાણું પ્રકારી પૂજામાં ચૌદમો ઉદ્ધાર બાહડમંત્રીએ કરાવ્યો એમ છે.

(૧૬) કર્માશાનો.

(૧૭) શ્રી દુપ્પસહસૂરીશ્વરજીના ઉપદેશથી છેલ્લો ઉદ્ધાર વિમલવાહન રાજા કરાવશે.

આમ તો આ શ્રી શત્રુંજય તીર્થના અસંખ્ય ઉદ્ધારો થયેલા છે. શત્રુંજય કલ્પમાં કહ્યું છે કે, 'અસંખ્ય ઉદ્ધારો અસંખ્ય પ્રતિમાઓ અને અસંખ્ય ચૈત્યો જ્યાં થયા તે શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો.'

આ અવસર્પિણીમાં મોટા સોળ ઉદ્ધારો થયા અને સત્તરમો ઉદ્ધાર થશે. નાના-નાના ઉદ્ધારો તો અસંખ્ય થઈ ગયા છે અને હજુ સેંકડો ઉદ્ધારો થશે.

## (૭) ઉદ્ધારોનું વર્ણન

### પહેલો ઉદ્ધાર ભરત મહારાજાનો

શ્રી ઋષભદેવ ભગવંતને સો પુત્રો હતા, તેમાં સૌથી મોટા ભરત મહારાજા. જે દિવસે ઋષભદેવ ભગવાનને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હતું તે જ દિવસે ભરત મહારાજાની આયુધશાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયું હતું. આથી ભરત મહારાજા વિચારમાં પડયા કે પહેલું પૂજન કોનું કરવું? વિચાર કરતાં લાગ્યું કે ચક્રરત્નની પૂજા આલોકની ઋદ્ધિ અપાવશે જ્યારે તીર્થંકર પરમાત્માની ભક્તિ આલોક અને પરલોકની ઋદ્ધિ અપાવશે, માટે પહેલા તીર્થંકર ભગવાનનો કેવળજ્ઞાન મહોત્સવ કરવો.

આ પ્રમાણે નક્કી કરી ભરત મહારાજાએ પ્રથમ પ્રભુનો

કેવળજ્ઞાનનો ઉત્સવ કરી પછી ચક્રરત્નનું પૂજન કર્યું. ત્યાર-બાદ ચક્રરત્નની સહાયથી ભરતક્ષેત્રના છ ખંડ સાધ્યા.

ભગવાન ગામોગામ વિચરી અનેક જીવોને ઉપકાર કરવા લાગ્યા.

એક વખત શ્રી આદિનાથ ભગવંત પોતાના ગણધર આદિ પરિવાર સહિત આ ગિરિરાજ ઉપર આરોહણ કરી રાયણવૃક્ષ નીચે સમવસર્યા ત્યાં આસન કંપથી પ્રભુનું આગ-મન જાણી દેવતાઓએ ત્યાં આવી સમવસરણ રચ્યું. સિંહા-સન ઉપર બેસી પ્રભુએ દેશના આપી. ત્યારબાદ શ્રી સિદ્ધ-ગિરિવરનું મહાત્મ્ય પ્રકાશ્યુ અને પ્રભુ અન્યત્ર વિહાર કરી ગયા.

પ્રભુના આદેશથી શ્રી પુંડરિક ગણધર ભગવંત પાંચ ક્રોડ મુનિવરો સાથે ત્યાં જ રહ્યા અને અનશન કર્યું. ચૈત્ર સુદ પુનમના દિવસે પાંચ ક્રોડ મુનિવરો તથા શ્રી પુંડરિક સ્વામિ-જીને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ અને તેજ દિવસે બધા મોક્ષસુખ પામ્યા. ત્યારપછી આ તીર્થ પ્રસિદ્ધ થયું.

જ્યાં માત્ર એક મુનિ સિદ્ધ થાય તે પણ તીર્થ કહેવાય છે, તો શ્રી શત્રુંજય ગિરિવર ઉપર આટલા બધા મુનિવરો સિદ્ધ થયા તેથી તે તીર્થોત્તમ તીર્થ કહેવાય છે.

એકવાર ભરત મહારાજાએ પ્રભુમુખથી સંઘપતિના પદનું વર્ણન સાંભળતાં તેમને સંઘપતિ થવાની ભાવના થઈ અને પ્રભુને વિનંતિ કરતાં પ્રભુએ વાસચૂર્ણનો નિક્ષેપ કર્યો એટલે શક્રેન્દ્રે દિવ્યમાળા મંગાવી ભરત મહારાજા અને તેમની પત્ની સુભદ્રાના કંઠમાં પહેરાવી.

ભરતજીએ મોટા સંઘ સહિત અને સુવર્ણના મંદિર સહિત શ્રી ગિરિરાજની યાત્રા માટે પ્રયાણ કર્યું. ગામોગામ પડાવ કરતાં અને પ્રભુ ભક્તિ કરતાં અનુક્રમે સૌરાષ્ટ્ર દેશમાં આવ્યા, ત્યાં સૌરાષ્ટ્રના અધિપતિ શક્તિસિંહે ભરત મહારાજાનું સન્માન કર્યું.

દૂરથી ગિરિરાજનાં દર્શન થતાં સંઘ સહિત ભરત મહારાજાએ ગિરિરાજની સ્તવના કરી, પછી શ્રી નાભગણધરને પૃછ્યું કે, આ ગિરિરાજની કેવી રીતે પૂજા કરવી? અને અહીં શી ક્રિયા કરવી?

શ્રી નાભગણધરે જણાવ્યું કે 'જ્યાંથી આ ગિરિવર નજરે પડે ત્યારે પ્રથમ નમસ્કાર કરવો, જે કોઇ ગિરિરાજના દર્શનની પ્રથમ વાત જણાવે તેને દાન આપવું, તેથી પુણ્યની વૃદ્ધિ થાય છે. દર્શન થતાં ગિરિવરને સોનું, મણિરત્ન વગેરેથી વધાવવો, વાહનનો ત્યાગ કરી પૃથ્વી ઉપર આળોટી પંચાંગ નમસ્કાર કરી પ્રભુના ચરણોની જેમ ગિરિરાજની સેવા કરવી. ત્યાં સંઘનો પડાવ નાખી ઉપવાસ કરવો, સ્નાન કરી શુદ્ધ થઇ સંઘ સાથેના દેવાલયમાં આવી સ્નાત્ર પૂજા કરવી, પછી સંઘના પડાવની બહાર પવિત્ર જગ્યા ઉપર શ્રી શત્રુંજય સન્મુખ પૂજાનો ઉત્સવ કરવો.'

આ પ્રમાણે સાંભળી ભરત મહારાજાએ બધી વિધિ કરી. પછી અનુક્રમે શ્રી ગિરિરાજ પાસે આવી પહોંચ્યા. ત્યાં વાર્ધકીરત્ન પાસે સંઘનો પડાવ કરાવ્યો,

બીજે દિવસે ગણધર ભગવંતો વગેરે સાથે ભરત મહા-

રાજાએ ગિરિરાજ ઉપર આરોહણ કર્યું. સુધર્મેન્દ્ર ત્યાં આવ્યા. બંને પરસ્પર ભેટયા, પછી ઇન્દ્રની સાથે ભરત મહારાજાએ રાયણવૃક્ષની હર્ષથી પ્રદક્ષિણા કરી. ત્યાં ઇંદ્રે ઋષભદેવ ભગવંતની જે પાદુકા પોતે બનાવી હતી તે બતાવી, એટલે ભરતેશ્વરે પાદુકાને નમસ્કાર કર્યો.

પછી ઇન્દ્રે ભરત મહારાજાને કહ્યું કે, આ તીર્થ ઉપર પ્રભુની મૂર્તિ વિના કોઇ કદી પણ શ્રદ્ધા કરશે નહિ. પ્રભુના ચરણથી પવિત્ર થયેલો આ ગિરિ સ્વયં તીર્થરૂપ જ છે, તો પણ લોકોની ભાવનાની વિશેષ પ્રકારે શુદ્ધિને માટે અહીં શ્રી જિનેશ્વરદેવનો એક ભવ્ય વિશાળ પ્રાસાદ થવો જોઈએ, માટે એક ચોર્યાસી મંડપથી મંડિત એક મહાન જિનપ્રાસાદ કરાવો.

ઇંદ્રની આજ્ઞાથી ભરત મહારાજાએ દિવ્ય શક્તિવાળા વાર્ધકીરત્ન પાસે **ત્રૈલોક્યવિભ્રમ** નામનો એક ભવ્ય પ્રાસાદ બનાવરાવ્યો. પૂર્વ દિશામાં **સિંહનાદ** પ્રમુખ એકવીશ મંડપો, દક્ષિણ દિશામાં **ભદ્રશાલ** પ્રમુખ એકવીસ મંડપો. પશ્ચિમ દિશામાં **મેઘનાદ** પ્રમુખ એકવીસ મંડપો અને ઉત્તર દિશામાં શ્રી **વિશાળ** પ્રમુખ એકવીસ મંડપો બનાવરાવ્યા. જિનમંદિરના મુખ્ય માર્ગમાં સેંકડો સૂર્યની પ્રભાની જાણે રાશિ ન હોય તેવી તેજસ્વી રત્નમય શ્રી ઋષભદેવ ભગવાનની ચતુર્મુખ પ્રતિમા, તથા બંને બાજુ શ્રી પુંડરીકસ્વામિની મૂર્તિ અને ભગવાનની મૂર્તિની પાસે ખડ્ગ ખેંચીને ઉભેલા

નમિ-વિનમિની મૂર્તિ પણ સ્થાપન કરાવી. તે સિવાય શ્રી નાભિરાજા, શ્રી મરુદેવી માતા, સુનંદા, સુમંગલા, બ્રાહ્મી, સુંદરી તથા બીજા કેટલાક પૂર્વજોની રત્નમય પ્રતિમા પણ સ્થાપન કરાવી.

ત્યારબાદ બીજા નવીન મંદિરો કરાવીને શ્રી અજિતનાથ ભગવાન આદિ ત્રેવીશ તીર્થંકરોના પોતપોતાના દેહ અને વર્ણ પ્રમાણે, શાસનદેવતા સહિત રત્નમય બિમ્બો પણ પધરાવ્યાં.

આ રીતે ભરત મહારાજાએ ગિરિરાજ ઉપર મંદિરોનું નગર બનાવ્યું.

સઘળા બિમ્બોની પ્રતિષ્ઠાવિધિ અંજનશલાકા શ્રી નાભ-ગણધર પાસે કરાવી. તે વખતે વિધિમાં જોઈતી સઘળી વસ્તુઓ ઇન્દ્ર મહારાજાએ હાજર કરી હતી. પ્રભુની પ્રતિમા ભરાવ્યા બાદ અંજનશલાકા થાય ત્યારે જ પૂજનિક બને છે. વર્તમાનમાં પણ અનેક સ્થળોએ અંજનશલાકા મહોત્સવમાં સઘળીયે વિધિ કરાવવામાં આવે છે.

**ગૌમુખ** નામનો યક્ષ અને **ચક્રેશ્વરી** શાસનદેવી શ્રી શત્રુંજય તીર્થની રક્ષણ કરનારા થયાં.

શ્રી શત્રુંજય મહાત્મ્યમાં કહ્યું છે કે 'જે જે દેશમાં કે નગરમાં શ્રી જિનેશ્વર પ્રભુની પ્રતિષ્ઠા થાય, તે તે દેશમાં કે નગરમાં રોગ, દુષ્કાળ કે વૈરભાવ ઉત્પન્ન થતા નથી.'

ભરત મહારાજાએ આ અવસર્પિણીમાં શ્રી સિદ્ધગિરિ-

જીનો પહેલો ઉદ્ધાર કરાવ્યો. છેલ્લે ભરતમહારાજા આરીસા-ભુવનમાં કેવળજ્ઞાન પામી, દેવોએ આપેલો સાધુવેશ ગ્રહણ કરી પૃથ્વી ઉપર વિચરી આયુષ્ય પૂર્ણ થયે મોક્ષમાં ગયા.

## બીજો ઉદ્ધાર દંડવીર્ય રાજાનો

ભરત મહારાજાના મોક્ષગમન બાદ છ કોટી પૂર્વ પસાર થયાં તે વખતે તેમના વંશમાં આઠમા રાજા દંડવીર્ય નામે થયા. તે શ્રી ઋષભદેવ પ્રભુ ઉપર દઢ ભક્તિવાળા હતા.

એકવાર દંડવીર્ય રાજા શ્રી સંઘસહિત શ્રી સિદ્ધગિરિજીની યાત્રા માટે પ્રયાણ કરતાં કાશ્મીર દેશ છોડીને આગળ વધતાં વચમાં બે પર્વતોએ માર્ગ રૂંધેલો જણાતાં, દંડવીર્ય રાજાએ ઉપદ્રવ કરનાર દેવતાને વશ કરી આગળ પ્રયાણ કરતાં–કરતાં ભરત મહારાજાની જેમ શ્રી શત્રુંજય તીર્થની યાત્રા કરી.

દંડવીર્યરાજા વગેરેએ શ્રી ઋષભદેવ ભગવંતની પ્રતિમા, પગલાં, રાયણવૃક્ષ વગેરેની ત્રણ ત્રણ વાર પૂજા કરી ત્યારબાદ દેવપૂજા, સંઘપૂજા તથા મહોત્સવ વગેરે શુભ કાર્યો કર્યાં.

શ્રી ઋષભદેવપ્રભુના જીર્ણ થઈ ગયેલા પ્રાસાદો જોઈ દંડવીર્ય રાજાને મંદિરોનો ઉદ્ધાર કરવાની ભાવના થઈ. ઇન્દ્રની આજ્ઞા મેળવી શ્રી શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરાવ્યો. ત્યારબાદ એ જ રીતે શ્રી ગિરનારજી, આબુજી, વૈભારગિરિ, અષ્ટાપદ અને સમેતશિખરની યાત્રા કરી ઉદ્ધાર કરાવ્યા.

અંતે તેઓ પણ આરિસાભુવનમાં કેવળજ્ઞાન પામી મુનિવેશ અંગીકાર કરી અર્ધપૂર્વ જેટલો દીક્ષાપર્યાય પાળી મોક્ષે ગયા.

## ત્રીજો ઉદ્ધાર ઇશાન ઇન્દ્રનો

શ્રી દંડવીર્ય રાજાએ બીજો ઉદ્ધાર કરાવ્યાને સો સાગરોપમ પસાર થયા બાદ, એકવાર બીજા દેવલોકના ઇશાનઇન્દ્રે મહાવિદેહક્ષેત્રમાં પ્રભુ પાસે શ્રી શત્રુંજય તીર્થનો મહિમા સાંભળી ક્ષણવારમાં શ્રી શત્રુંજય તીર્થ ઉપર આવ્યા. ત્યાં વંદન-સ્તુતિ કરી અઠ્ઠાઇ-મહોત્સવ કર્યો.

અર્હંત ભગવંતોના પ્રાસાદો કાળના પ્રભાવે જીર્ણ થયેલા જોઇ ઇશાનેન્દ્રે શ્રી ગિરિવર ઉપર નવા પ્રાસાદો બનાવી ત્રીજો ઉદ્ધાર કરાવ્યો.

## ચોથો ઉદ્ધાર માહેન્દ્ર ઇન્દ્રનો

શ્રી ઇશાનેન્દ્રે ઉદ્ધાર કર્યા બાદ એક ક્રોડ સાગરોપમ જેટલો કાળ ગયા પછી એકવાર ઘણા દેવતાઓ શ્રીસિદ્ધગિરિની ચૈત્રી પુનમની યાત્રા કરવા આવ્યા. તે વખતે હસ્તિસેન નગરમાં ક્રોડ દેવીઓના પરિવારવાળી, મહાબળવાળી મિથ્યાદૃષ્ટિ સુહસ્તિનામની દેવી ઉભી હતી, તે દેવીએ તાલધ્વજ (તળાજા) વગેરે પરના ક્ષેત્રપાલોને પોતાને વશ કરી બધું તીર્થ અવ્યવસ્થિત કરી નાખ્યું હતું,

જ્યારે આ દેવો શ્રી શત્રુંજય તીર્થની નજીક આવ્યા ત્યારે આ દેવીએ માયાથી ઘણા શત્રુંજયો બનાવ્યા. આ જોઇ દેવો વિચારમાં પડી ગયા અને આશ્ચર્ય પામ્યા. બધા શત્રુંજયો ઉપર યાત્રા ભક્તિ અઠ્ઠાઈ મહોત્સવ કરીને જવાની જ્યાં ઇચ્છા કરે છે ત્યાં બધા શત્રુંજયો અદ્રશ્ય થઇ ગયા. આથી દેવોને લાગ્યું કે નક્કી આપણાથી કંઈ આશાતના થઇ

હશે એટલે આ તીર્થો અદ્રશ્ય થઈ ગયાં અથવા તો શું આપણે ગિરિરાજથી દૂર આવી ગયા કે તીર્થ સ્વયં સ્વર્ગમાં ચાલી ગયું ?

અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકતાં ખબર પડી. અહો ! આ દુષ્ટ દેવીએ આપણને ઠગ્યા છે માટે તેને શિક્ષા કરવી જોઈએ.

તુરત જ દેવોએ મહાઘોર કોપજવાળા તે દેવી ઉપર મૂકી એટલે તેજોગ્નિથી અત્યંત બળતી તે દેવીએ દેવતાઓની માફી માગી અને પ્રભુના ચરણનું શરણું જ્યારે સ્વીકાર્યું ત્યારે તેને છોડી અને કહ્યું જો ફરી આવું દુષ્ટ કાર્ય કરીશ તો તારૂં સ્થાન રહેશે નહિ તે હસ્તિની દેવી ફરીથી તીર્થની આશાતના નહિ કરવાના સોગન ખાઇ હસ્તિસેન-પુરમાં ચાલી ગઈ.

તે વખતે ચોથા દેવલોકના માલિક માહેન્દ્ર નામના ઈંદ્રે શ્રી શત્રુંજયગિરિ ઉપરના પ્રાસાદો જીર્ણ થયેલા જોયા. ‘ અહો ! આવા જગત હિતકારી તીર્થ ઉપર આવી જીર્ણતા કેમ થઇ હશે ? જરૂર તે દુષ્ટ દેવીનું જ કાર્ય લાગે છે. ’ આમ મનમાં ચિંતવન કરતાં માહેન્દ્ર ઇન્દ્ર વાર્ધકી દેવની પાસે નવીન પ્રાસાદો કરાવ્યા અને બીજાં શિખરોનો પણ ઉદ્ધાર કરી નવા બનાવરાવ્યાં.

## પાંચમો ઉદ્ધાર બ્રહ્મેન્દ્રનો

મહેન્દ્ર ઇન્દ્રે ઉદ્ધાર કરાવ્યાને દશકોટી સાગરોપમ જેટલો કાલ ગયા પછી એક વખતે ઐરવત ક્ષેત્રમાં દેવો જિન જન્મોત્સવ કરી શ્રી નંદીશ્વરદ્વીપની યાત્રાએ ગયા. ત્યાં આઠ દિવ-

સનો મહોત્સવ કરી આ ભરતક્ષેત્રમાં વિમલાચલગિરિ ઉપર શ્રી આદિનાથ ભગવંતના દર્શને આવ્યા, આઠ દિવસ સુધી ઉત્તમ પ્રકારે ભક્તિ કરી.

તે વખતે પાંચમા દેવલોકના ઇન્દ્ર બ્રહ્મેન્દ્રે પ્રભુના પ્રાસાદો જીર્ણ થયેલા જોઇ દિવ્યશક્તિથી નવા પ્રાસાદો કરાવી પાંચમો ઉદ્ધાર કરાવ્યો.

## છટ્ઠો ઉદ્ધાર ચમરેન્દ્રનો.

બ્રહ્મેન્દ્રે કરેલા ઉદ્ધાર પછી લાખ કોટી સાગરોપમ જેટલો કાળ વ્યતિત થયો ત્યારે ચમરેન્દ્ર આદિ ભવનપતિ દેવલોકના ઇન્દ્રો નંદીશ્વરદ્વીપે ગયા હતા, ત્યાં બે વિદ્યાધર મુનિરાજો પાસે શ્રી સિદ્ધગિરિજીનો મહિમા સાંભળતાં મુનિ-રાજોની સાથે શ્રી ગિરિરાજ ઉપર યાત્રાએ આવ્યા, ત્યાં તીર્થ ઉપર રહેલા પ્રાસાદો જીર્ણ થઇ ગયેલા જોતાં નવા પ્રાસાદો બનાવરાવ્યા, પછી દેવતાઓ પોતપોતાના સ્થાને ગયા. અહીં એક વાત ખાસ સમજી લેવી રહી કે ' વસ્તુનો સ્વભાવ જીર્ણ થવાનો છે, દેવશક્તિથી બનેલી વસ્તુ કદાચ અધિક સમય ટકી શકે, તોપણ તે જીર્ણ તો થાય જ !

## સાતમો ઉદ્ધાર સગર ચક્રવર્તિનો

શ્રી અજિતનાથ ભગવાનના વખતમાં બીજા ચક્રવર્તિ સગર નામે થયા.

સગર ચક્રવર્તિ ભરતક્ષેત્રના છ ખંડની સાહ્યબી 'અખંડ રીતે ભોગવતા હતા.

એકવાર શ્રી અજિતનાથ ભગવાનના મુખે શ્રી શત્રુંજય ગિરિરાજનું માહાત્મ્ય સાંભળ્યું, અને તેમના આદેશથી શ્રી શત્રુંજયની યાત્રાનો મોટો સંઘ કાઢયો.

ચક્રરત્નના બતાવેલા માર્ગે સંઘ આગળ ને આગળ પ્રયાણ કરે છે. સંઘ માર્ગમાં દરેક ગામમાં શ્રી જિનેશ્વરદેવની પૂજા, મુનિજનોને વંદના, સાધર્મિ ભક્તિ, દાન વગેરે કાર્યો કરતાં કરતાં શ્રી સિદ્ધાચલજી પાસે આવી પહોંચ્યો. ચક્રીએ ત્યાં સારી રીતે તીર્થદર્શન નિમિત્તે અઠ્ઠાઇ મહોત્સવ કર્યો અને સિદ્ધગિરિજી આવી પહોંચ્યા. ત્યાં ચૌદ નદીઓમાંથી તીર્થજળ મેળવી સગર ચક્રવર્તિ વગેરે શ્રી ગિરિરાજ ઉપર ચઢી રાયણવૃક્ષ પાસે આવ્યા. ત્યાં ઇન્દ્ર પણ ભક્તિથી આવ્યા હતા. ચક્રવર્તિ અને ઇન્દ્ર બંને પરસ્પર મળ્યા. ભરત મહારાજાની જેમ તીર્થમાં સ્નાત્રપૂજાદિ મહોત્સવો કર્યા.

ઇન્દ્રે સગર ચક્રવર્તિને કહ્યું કે ' આ શાશ્વત તીર્થમાં તમારા પૂર્વજ ભરત મહારાજાનું પુણ્યને વધારનારૂં આ કર્તવ્ય જૂઓ, ભવિષ્યના કાળમાં મલિન હૃદયવાળા લોકો મણિ, રત્ન, રૂપા અને સુવર્ણના લોભથી આ પ્રાસાદની અને પ્રતિમાની કદાચ આશાતના કરશે માટે જન્હુની જેમ તમે પણ આ પ્રાસાદની કંઇક રક્ષા કરો. '

આ સાંભળી સગર ચક્રવર્તિ વિચારવા લાગ્યા કે મારા પુત્રો ગંગા નદી લાવ્યા, તો હું તેમનો પિતા થઇ, જો સમુદ્ર લાવું તો તેમનાથી વિશેષ થાઉં, નહીં તો માનહીન થાઉં.

આમ વિચાર કરી યક્ષો દ્વારા સમુદ્રને ત્યાં લાવ્યા ત્યારે

ઇન્દ્રે સગર ચક્રવર્તિને કહ્યું કે ' હે ચક્રી ! આ તીર્થ વિના બધી ભૂત સૃષ્ટિ નિષ્ફળ છે. અષ્ટાપદ તીર્થનો માર્ગ રૂંધાઇ ગયો. હવે આ તીર્થ પ્રાણીઓને તારનાર છે. પણ જો સમુદ્રના જળથી આ તીર્થ રૂંધાશે તો આ પૃથ્વી ઉપર બીજું કોઇ તીર્થ પ્રાણીઓને તારનાર મારા જોવામાં આવતું નથી. જ્યારે શ્રી તીર્થંકરદેવ, જૈનધર્મ અને જૈન આગમ પૃથ્વી ઉપર રહેશે નહિ ત્યારે માત્ર આ સિદ્ધગિરિ જ લોકોના મનોરથ સફળ કરનારો થશે. '

આ સાંભળી સગર ચક્રવર્તિએ લવણદેવને કહી સમુદ્રને રોકાવી દીધો. પછી ઇન્દ્રના કહેવાથી રત્નમણીમય પ્રભુની મૂર્તિઓ સુવર્ણ ગુફામાં મુકાવી દીધી અને સુવર્ણની મૂર્તિઓ અને સોના-રૂપાના પ્રાસાદો બનાવરાવી તીર્થનો ઉદ્ધાર કર્યો.

આ રીતે સગર ચક્રવર્તિએ સાતમો ઉદ્ધાર કરાવી, બીજા તીર્થોની યાત્રા કરી અયોધ્યામાં ગયા. અંતે દીક્ષા લઇ સઘળા કર્મોનો ક્ષય કરી બોંતેર લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરી સમ્મેતશિખર ઉપર મોક્ષે ગયા.

## આઠમો ઉદ્ધાર વ્યંતરેન્દ્રનો

શ્રી અભિનંદન સ્વામિજી પૃથ્વીતલને પાવન કરતા, એકવાર શ્રી શત્રુંજય ગિરિવર ઉપર રાયણવૃક્ષ નીચે સમવસરી સુંદર પ્રકારે દેશના આપતાં જણાવ્યું કે ' આ શ્રી શત્રુંજય ગિરિવર, કામ, ક્રોધ, મદ, માન, લોભ, વિષયાદિ અભ્યંતર શત્રુઓનો નાશ કરનાર, સર્વ પાપોને દૂર કરનાર, મોક્ષનું ક્રીડાગૃહ છે, અહીં કલ્યાણકુંભ જેવા સર્વ કલ્યાણનું

કારણ અને સુવર્ણવર્ણવાળા શ્રી આદિનાથ પ્રભુ રહેલા છે. અરિહંતો મોક્ષમાં ગયે છતે અને કેવળજ્ઞાનરૂપી પ્રકાશ નાશ પામે છતે આ તીર્થ જ સર્વ કલ્યાણને કરનારૂં થશે. જેઓ આ તીર્થમાં આવી ભક્તિથી ભગવાનનું ધ્યાન, પૂજન વગેરે કરે છે, તેઓ થોડા જ કાળમાં મોક્ષસુખને પ્રાપ્ત કરે છે.' ઇત્યાદિ દેશના સાંભળી વ્યંતર નિકાયના ઇન્દ્રોએ શ્રી સિદ્ધગિરિજીના પ્રાસાદો જીર્ણ થઇ ગયેલ જોઇ ભક્તિથી તીર્થના પ્રાસાદોનો ઉદ્ધાર કરી નવા બનાવ્યા. આ આઠમો ઉદ્ધાર થયો.

## નવમો ઉદ્ધાર ચંદ્રયશા રાજાનો

શ્રી ચંદ્રપ્રભસ્વામીના શાસનમાં શ્રી ચંદ્રશેખર મુનિના પુત્ર ચંદ્રયશા રાજા ચંદ્રપ્રભાનગરીમાં રાજ્ય કરતા હતા. એકવાર શ્રી ચંદ્રશેખર મુનિ ચંદ્રપ્રભાનગરીમાં આવ્યા. ત્યાં ચંદ્રયશા રાજા પરિવારસહિત વંદન કરવા આવ્યા. ત્યાં મુનિવરના ઉપદેશથી શ્રી ચંદ્રપ્રભસ્વામિનો પ્રાસાદ બનાવ્યો. જે ચંદ્રપ્રભાસ (પ્રભાસપાટણ) તીર્થ તરીકે પ્રસિદ્ધ થયેલ છે.

એકવાર ચંદ્રયશા રાજા સગરચક્રવર્તિની જેમ શ્રી સિદ્ધગિરિજીનો સંઘ કાઢી તીર્થયાત્રા કરવા આવ્યા, ત્યાં તેમણે જિનપ્રાસાદો જીર્ણ થઇ ગયેલ જોતાં સર્વ પ્રાસાદોનો ઉદ્ધાર કરાવ્યો, તથા શ્રી પુંડરિક, રૈવતગિરિ, આબુ અને બાહુબલિ વગેરે શિખરોનો પણ ભક્તિથી ઉદ્ધાર કરાવ્યો.

છેવટે દીક્ષા ગ્રહણ કરી એક લાખ પૂર્વ ચારિત્રપર્યાય પાળી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષમાં ગયા.

## દશમો ઉદ્ધાર *ચક્રધર રાજાનો

શ્રી શાંતિનાથ ભગવાન શ્રી સિદ્ધગિરિજીમાં ચાતુર્માસ નિર્ગમન કરી હસ્તિનાપુર નગરમાં પધાર્યા. ત્યાં શ્રી શાંતિનાથ ભગવાનના પુત્ર ચક્રધર રાજા, જે ત્રણ ખંડનું આધિપત્ય ભોગવતા હતા, તેમણે ભગવાનને વિનંતિ કરી કે 'હે પ્રભુ ! મને સંઘપતિની પદવી આપો.' આ સાંભળી ભગવાને દેવોએ લાવેલા અક્ષતયુક્ત વાસક્ષેપ ચક્રધરના મસ્તક ઉપર નાખ્યો. ઇન્દ્રમાળા પહેરાવી, ચક્રધર રાજાએ ત્યાં મહોત્સવ કર્યો. સંઘને આમંત્રણ કરી બોલાવ્યો. ઇન્દ્રે આપેલા દેવાલય સાથે મંગળ મુહુર્તે સંઘ નીકળ્યો. ગામોગામ શ્રી જિનપ્રતિમાને અને મુનિઓને નમતો સંઘ સૌરાષ્ટ્ર આવ્યો. ત્યાં ચક્રધર રાજાએ તીર્થ અને સંઘની પૂજા કરી અનુક્રમે શ્રી શત્રુંજય તીર્થમાં આવી તીર્થયાત્રા કરી મોટો ઉત્સવ કર્યો અને તે વખતે ઇન્દ્રે પણ આવીને મહોત્સવ કર્યો.

ત્યાં એક દેવે આવી ચક્રધર રાજાને કહ્યું કે 'અનંતા ભવો વધારનાર તીર્યંચના ભવનું ઉલ્લંઘન કરી જે હું દેવ થયો છું તે શ્રી જિનેશ્વરની અને આ તીર્થની સેવાનું જ ફળ છે. હે રાજન્ ! અહીં મરુદેવા નામના શિખર ઉપર જગદીશ તમારા પિતા (શ્રી શાંતિનાથ ભગવાન)નો પ્રાસાદ છે, માટે ત્યાં જઇ હર્ષથી પૂજા કરો.'

---

* નવ્વાણુ પ્રકારી પૂજામાં ચક્રાયુધ નામ છે. શત્રુંજય માહાત્મ્યમ ચક્રધર નામ છે.

દેવનું વચન સાંભળી ચક્રધર રાજાએ ત્યાં જઇ પૂજા વગેરે સઘળું ઉચિત કાર્ય કર્યું. ત્યારબાદ ઇન્દ્રે કહ્યું કે, 'હે રાજન્! તમારા પૂર્વજોનું આ તીર્થ કાળયોગથી જીર્ણ થઇ ગયું છે, તમે શાંતિનાથ પ્રભુના પુત્ર છો તો તમારે આ તીર્થનો ઉદ્ધાર કરવો જોઇએ.'

આ સાંભળી ચક્રધર રાજાએ જિનપ્રાસાદોને દ્રઢ કરી સંસારરૂપ પંજર જીર્ણ કર્યું.'

તમે આ તીર્થના જીર્ણોદ્ધાર કરનાર થયા' એમ કહી ઇન્દ્રે પુષ્પવૃષ્ટિથી હર્ષપૂર્વક વધાવ્યા.

ત્યારબાદ બીજા તીર્થોની યાત્રા, ઉદ્ધાર વગેરે કરતા હસ્તિનાપુરમાં આવ્યા. શ્રી શાંતિનાથ ભગવાનનું નિર્વાણ સાંભળી ચક્રધર રાજાએ દીક્ષા ગ્રહણ કરી દશ હજાર વર્ષ દીક્ષા પર્યાય પાળી, કેવળજ્ઞાન પ્રાપ્ત કરી સમ્મેતશિખર ઉપર મોક્ષે ગયા.

## અગીયારમો ઉદ્ધાર શ્રી રામચંદ્રજીનો

અયોધ્યા નગરીમાં દશરથ રાજાના પુત્ર શ્રી રામચંદ્રજીનું ચરિત્ર પ્રસિદ્ધ છે એટલે અહીં તે લખતા નથી.

શ્રી રામચંદ્રજી વનવાસ વસી રાવણને હરાવી અયોધ્યામાં પુનઃ પધાર્યા ત્યારે ભરતે મોટા મહોત્સવ પૂર્વક રામચંદ્રજી, લક્ષ્મણજી, સીતાજી આદિનો પ્રવેશ કરાવ્યો અને રાજ્ય શ્રી રામચંદ્રજીને સોંપી પોતે તેમની આજ્ઞાને અનુસરવા લાગ્યા.

એકવાર શ્રી દેવભૂષણ મુનિ પાસે પોતાનો પૂર્વભવ

સાંભળી ભરતે દીક્ષા લીધી, પછી ગુરુમુખે શ્રી શત્રુંજય ગિરિવરનો મહિમા સાંભળી એક હજાર મુનિને સાથે શ્રી સિદ્ધાચલ તીર્થે આવી શ્રી ઋષભદેવ ભગવંતની યાત્રા કરી ત્યાં અનશન કર્યું અંતે સર્વ કર્મ ખપાવી કેવળજ્ઞાન મેળવી હજાર મુનિવરો સાથે મોક્ષે ગયા.

શ્રી રામચંદ્રજી અને શ્રી લક્ષ્મણજી શ્રી સિદ્ધગિરિજી ઉપર આવી યાત્રા કરી મંદિરો જીર્ણ થઈ ગયેલાં જોતાં સર્વ મંદિરોને નવાં બનાવરાવી, શ્રી સિદ્ધાચળજી તીર્થનો ઉદ્ધાર કરી મહાતીર્થના મહિમાને પ્રસિદ્ધ કર્યો.

## બારમો ઉદ્ધાર પાંડવોનો

પાંડુરાજાની પત્ની કુંતીએ અનુક્રમે યુધિષ્ઠિર, ભીમસેન, અને અર્જુન આ ત્રણ પુત્રોને જન્મ આપ્યો હતો અને માદ્રીએ નકુલ અને સહદેવને જન્મ આપ્યો હતો. આ પાંચે પાંડવો તરીકે પ્રસિદ્ધ થયા છે, તેમણે શ્રી સિદ્ધાચલજીનો બારમો ઉદ્ધાર કરાવ્યો.

અંતે શ્રી ધર્મઘોષ મુનિના ઉપદેશથી પાંચે પાંડવો, કુંતી અને દ્રૌપદીએ દીક્ષા લીધી અને પાંચ પાંડવોએ એવો અભિગ્રહ કર્યો કે, ' શ્રી નેમિનાથ ભગવાનને વંદન કર્યા બાદ પારણું કરીશું. વિહાર કરતાં કરતાં પાંડવો જ્યારે હસ્તિકલ્પ નગરમાં આવ્યા ત્યારે શ્રી નેમિનાથ ભગવંતનું નિર્વાણ સાંભળ્યું એટલે શ્રી સિદ્ધગિરિજી ઉપર આવી અનશન કર્યું. અંતે અંતકૃત કેવળી (કેવલજ્ઞાન પ્રાપ્તિ અને તુરત નિર્વાણ થાય) થઇ મોક્ષે ગયા.

## પાંચમા આરામાં થયેલા ચાર ઉદ્ધારો

## તેરમો ઉદ્ધાર જાવડશાનો

## (વિ. સં. ૧૦૦ મતાંતરે વિક્રમ સં. ૧૦૮)

કાંપિલ્યપુર નગરમાં ભાવડશા નામના શેઠ રહેતા હતા. તેમને ભાવલા નામે પત્ની હતી. કર્મયોગે બધું ધન ચાલ્યું ગયું છતાં ધર્મશ્રદ્ધામાં જરા પણ ઓછાસ આવવા ન દીધી અને ધર્મ આરાધનાની ભાવના વધતી રાખી.

એક વખતે બે મુનિવરો આહાર પાણી અર્થે આવ્યા હતા ત્યારે ભાવલાએ મુનિવરને પૂછ્યું કે, ભગવન્! અમારે ફરીથી ધનની પ્રાપ્તિ થશે કે નહિ? થશે તો શી રીતે અને ક્યારથી થવા માંડશે?'

મુનિવરે પોતાના જ્ઞાનથી ભવિષ્યમાં લાભ જાણીને કહ્યું કે, 'આજે એક ઉત્તમ લક્ષણવંતી ઘોડી વેચાવા આવશે તે ઘોડીને તમે ખરીદી લેજો, તેના યોગે પુનઃ ધનપ્રાપ્તિ થશે.

ભાવલાએ પોતાના પતિને વાત કરી. ભાવડે ઘોડી ખરીદી લીધી.

ઘરમાં એકાદ પુણ્યવાન માણસ કે પશુના પુણ્યથી આખા કુટુંબનું ભાગ્ય પલટાઈ જાય છે, જ્યારે કોઇ દુર્ભાગી બાળકનો જન્મ કે પશુ આદિ આવવાના યોગે આખા કુટુંબમાં વિપત્તિનો કોઇ પાર રહેતો નથી.

લક્ષણવંતી ઘોડીના યોગે ભાવડશાની સ્થિતિ સુધરવા લાગી. ઘોડીએ એક લક્ષણવંતા કિશોરને જન્મ આપ્યો.

કિશોર સર્વ લક્ષણથી યુક્ત હોઇ તેની ખ્યાતિ ચારે બાજુ ફેલાઇ ગઇ. તપન રાજાના જાણવામાં આવતાં તે અશ્વ કિશોરના ત્રણ લાખ રૂપિયા ભાવડને આપી કિશોર ખરીદી લીધો.

ત્રણ લાખ રૂપિયા મળવાથી ભાવડશાએ સારી સારી અનેક ઘોડીઓ ખરીદી. તે ઘોડીઓથી અનેક ઉત્તમ અશ્વો થયા. તેમાંથી ઉત્તમ પ્રકારના એક સરખા રંગ અને ઉંમરના કેટલાક ઘોડાઓ લઇ જઇને વિક્રમ રાજાને ભેટ આપ્યા.

ઉત્તમ પ્રકારના એક સરખાં દેખાવડાં અશ્વરત્નો જોઇને વિક્રમ રાજા ખૂબ ખુશ ખુશ થઇ ગયા અને ભાવડને મધુમતી (મહુવા) સહિત બાર ગામોનો માલિક બનાવ્યો. જ્યારે ભાગ્ય જોર કરે છે ત્યારે અણચિંતવ્યું આવી મળે છે અને ભાગ્ય પરવારે છે ત્યારે ચારેબાજુથી આપત્તિઓનો વરસાદ વરસે છે.

ભાવડશા બાર ગામના અધિપતિ બન્યા. સાથે એક પુત્રરત્નના પિતાયે બન્યા. ભાવલાએ એક પુત્રરત્નનો જન્મ આપ્યો. તેનું નામ જાવડશા રાખવામાં આવ્યું.

ભાવડશાનું આયુષ્ય પૂર્ણ થતાં બધી સંપત્તિના માલિક જાવડશા બન્યા.

આ વખતે વિષમકાળના પ્રભાવે શ્રી શત્રુંજય મહા–તીર્થનો અધિષ્ઠાયક કપર્દિયક્ષ મિથ્યાત્વી થઇ ગયો હતો. તેથી ઘણી હિંસા કરવા લાગ્યો અને આખો ગિરિરાજ ઉપર માંસના લોચા, રૂધિરના ખાબોચીયાં, હાડકાના ઢગલા જ્યાં ત્યાં એકઠા થવા લાગ્યા તેથી તીર્થની ખૂબ આશાતના થવા

લાગી. ગિરિરાજની ફરતા પચાસ યોજનની અંદર જે કોઈ આવે તે મૃત્યુના મુખમાં હોમાઇ જતાં આથી યાત્રાળુઓ આવતા બંધ થઇ ગયા હતા.

આવી પરિસ્થિતિમાં કોઈ પ્રભાવક આચાર્ય આ યક્ષને દૂર કરે અને નવા યક્ષનું સ્થાપન કરે તો જ યાત્રા સંભવિત બને.

એક બાજુ કપર્દિ યક્ષનો ઉપદ્રવ સતાવતો હતો ત્યાં બીજી બાજુ મ્લેચ્છ–મોગલો સૌરાષ્ટ્ર ઉપર ચઢી આવ્યા. ધન, માલ, મિલ્કત લુંટી લેતા, માણસોનો નાશ કરતા ને માણસોને ઉઠાવી જતા. મોગલ સૈન્ય મહુવા નગરમાં પ્રવેશ્યું. બીજાં ઘણાં કુટુંબોને કેદ કરી ઉઠાવ્યાં તેમાં જાવડશાનું કુટુંબ પણ સપડાઈ ગયું. બધાને મોગલો પોતાના દેશમાં લઇ ગયા.

અનાર્ય દેશમાં રહેવા છતાં જાવડશા ધર્મનું ચુસ્તપણે પાલન કરતા હતા. વળી જાવડશા બુદ્ધિશાળી અને હોંશિયાર હોવાથી વિવિધ પ્રકારની વાતો વગેરેથી મ્લેચ્છોને પણ ખુશ કરી દીધા. આથી બાદશાહે જાવડશાને સ્વતંત્ર રીતે રહેવાની અને વેપાર કરવાની રજા આપી.

હવે જાવડશા સ્વતંત્ર રીતે વેપાર કરવા લાગ્યા તેમાં ઘણા ધનની પ્રાપ્તિ થઇ. બાદશાહની રજા મેળવી તેણે એ નગરમાં એક શ્રી જિનેશ્વર ભગવંતનું દહેરાસર બંધાવ્યું, બહારના જે કોઇ સાધર્મિક આવે તેને સર્વ પ્રકારની સહાય આપતા હતા. આથી ત્યાં ઘણા જૈનો એકઠા થયા. સૌ

સારી રીતે ધર્મ આરાધના કરવા લાગ્યા.

એક વખતે એક મુનિવર વિહાર કરતાં ત્યાં પધાર્યા. જાવડશાએ સારૂં સ્વાગત કર્યું. જાવડશા હંમેશા વ્યાખ્યાન શ્રવણ કરવા જાય છે. એક દિવસે વ્યાખ્યાનમાં શ્રી સિદ્ધાચળજીના મહિમાનો પ્રસંગ ચાલતો હતો તેમાં વર્તમાનમાં થઈ રહેલી આશાતના વગેરેની વાતો કરી અને કહ્યું કે– 'પાંચમા આરામાં જાવડશા શ્રી સિદ્ધાચળજીનો ઉદ્ધાર કરાવશે.'

પોતાનું નામ સાંભળી જાવડશાએ બે હાથ જોડીને મુનિવરને પૂછ્યું કે 'ભગવન્! આપે જે કહ્યું કે, 'શ્રી સિદ્ધાચળજીનો ઉદ્ધાર જાવડશા કરાવશે' તો તે હું કે બીજો કોઇ જાવડશા ?

મુનિવરે પોતાના જ્ઞાનબળથી જાણીને કહ્યું કે, 'જ્યારે સિદ્ધગિરિજીના અધિષ્ટાયકો હિંસા કરનારા થશે, પચાસ યોજન સુધીમાં બધું ઉજ્જડ કરી નાખશે. પચાસ યોજનની અંદર જે કોઇ જશે તેને મિથ્યાદૃષ્ટિ થયેલ કપર્દિયક્ષ મારી નાખશે, ભગવાનની મૂર્તિ અપૂજ રહેવા લાગશે તેવા કટોકટીના સમયે તું પોતે જ આ અવસર્પિણી કાલમાં શ્રી સિદ્ધાચળજીનો તેરમો અને પાંચમા આરામાં પહેલો ઉદ્ધાર કરાવીશ.' હાલમાં આવો કટોકટીનો સમય આવી લાગ્યો છે. માટે ઉદ્ધાર કરાવવા માટે ઉદ્યમ કર.'

જાવડશાએ કહ્યું કે, 'ભગવન્! આ કપરૂં કાર્ય મારાથી શી રીતે થઇ શકે ?'

મુનિવરે કહ્યું કે, ' જાવડ! તું પુણ્યશાળી છે, તું ચક્રેશ્વરી દેવીની આરાધના કર, તે બધો માર્ગ બતાવશે, જેથી તારું કાર્ય સિદ્ધ થશે. '

જાવડશા ઘેર જઇ ઉપવાસ કરવાપૂર્વક શ્રી ચક્રેશ્વરીદેવીના ધ્યાનમાં સ્થિર બની ગયા. એક મહિનાના ઉપવાસ થયા ત્યારે દેવી પ્રત્યક્ષ થયાં અને કહ્યું કે, ' તારા મનોરથ શ્રી સિદ્ધાચલજી મહાતીર્થનો ઉદ્ધાર કરવાનો છે તે હું જાણું છું. તક્ષશિલા નગરીમાં જગન્મલ રાજાના ધર્મચક્રના આગલા ભાગના ભોંયરામાં શ્રી આદિનાથ ભગવંતનું મનોહર બિમ્બ છે તે લાવીને શત્રુંજયનો ઉદ્ધાર કરાવી તે મૂર્તિને સ્થાપન કરજે. તું રાજા પાસે જા અને માગણી કરજે એટલે જગન્મલ તને પ્રતિમાજી લેવાની રજા આપશે. '

આ સાંભળી જાવડશા ખુશી થયા. દેવીને પ્રણામ કર્યા. એકત્રીશમે દિવસે જાવડશાએ પારણું કર્યું. શુભ દિવસે પ્રયાણ કરી જાવડશા તક્ષશિલા નગરીમાં ગયા અને જગન્મલ્લ રાજાની સભામાં જઇ તેમની આગળ મહાકિંમતી સુંદર ભેટણાં મૂકયાં. વિવિધ પ્રકારનાં કિંમતી અને નયન–મનોહર ભેટણાં જોઈ રાજા ખુશી થઈ ગયા અને જાવડશાને કહ્યું કે, ' તારે જે કોઇ પ્રયોજન હોય તે કહે, બીજા કોઈથી ન સાધી શકાય તેવું હશે તો હું જાતે તે કામ કરવા તૈયાર છું. '

જાવડશાએ કહ્યું કે, ' રાજન્! મારે બીજું કોઇ કામ નથી આપના ભોંયરામાં અમારા ભગવાનની મૂર્તિ છે, તેની મારે

જરૂર છે તો તે આપો.'

રાજાએ કહ્યું કે, 'અમારા કોઇ ભોંયરામાં અમે તો કોઇ મૂર્તિ જોઇ નથી, છતાં તું કહે, 'તે મૂર્તિ ક્યાં છે? જ્યાં હોય ત્યાંથી ખુશીથી એ મૂર્તિ તું લઈ જા.'

જાવડશાએ કહ્યું, 'આપની જે ધર્મચક્રની સભા છે તેનાં આગળના ભાગમાં ભોંયરામાં મૂર્તિ છે. આપ આજ્ઞા આપો એટલે તે ભોંયરામાંથી મૂર્તિ કઢાવું.'

રાજાએ આજ્ઞા આપી એટલે જાવડશા માણસો દ્વારા ભૂમિ ખોદાવીને ભોંયરામાં ગયા તો મુગુટ, કુંડલ, બાજુબંધ વગેરેથી શોભતા અને તાજું જ પૂજન કરેલું હોય તેવી શ્રી આદીશ્વર ભગવંતની મૂર્તિ બિરાજમાન હતી.

વાંચકોને આશ્ચર્ય થશે કે બંધ ભોંયરામાં આવી રીતે પૂજા વગેરે કોણે કરી હશે? આ મૂર્તિનું પૂજન હંમેશાં ચક્રેશ્વરીદેવી ભાવ-ભક્તિપૂર્વક કરે છે, અને નિત્ય નવનવી અંગરચના વગેરે કરી રત્નાલંકારો ચઢાવી પોતાની ભક્તિ પ્રદર્શિત કરે છે, એટલે હંમેશાં દેદિપ્યમાન મૂર્તિ રહે છે.

સુલતાન વગેરે આવ્યા, સુંદર મૂર્તિ જોઇને આશ્ચર્ય પામ્યા અને ભાવથી તેમનાં મસ્તક નમી પડ્યાં. જગન્મલ સુલતાન પોતા પણ મૂર્તિનાં દર્શન કરી આનંદ પામ્યા અને બોલ્યા કે, 'ખરેખર! સાક્ષાત્ જગત્કર્તા જ નીકળ્યા છે? જાવડ! તું ખરેખર પુન્યશાળી છે, દેવતાઓ પણ તારા ઉપર પ્રસન્ન છે. આ મૂર્તિને તારે જ્યાં લઈ જવી હોય ત્યાં ખુશીથી લઇ જા, અને તારા મનોરથ પૂર્ણ કર!

સુલતાને રેશમી વસ્ત્ર, અલંકાર વગેરે આપીને જાવડશાનું સન્માન કર્યું.

મહાવિકટ માર્ગને પણ દેવીની સહાયથી પસાર કરી મૂર્તિ સહિત જાવડશા મહુવા આવી પહોંચ્યા.

ઘણાં વર્ષ પહેલાં જાવડશાએ ચીન વગેરે મ્લેચ્છ દેશોમાં વિવિધ પ્રકારનો માલ વગેરે ભરીને ઘણાં વહાણો મોકલ્યાં હતાં, તે વહાણોના કોઇ સમાચાર ન હતા. પુણ્યયોગે જાવડશાનું મહુવામાં ભગવાન સાથે આગમન થયું અને સાથે સાથે મોકલેલાં વહાણોનો બધો માલ વેચાઈ ગયેલો, તેનું સોનું વગેરે ખરીદીને વહાણમાં ભરીને વહાણો પાછા આવી પહોંચ્યા હતાં.

આ સમાચાર મળતાં જાવડશાને ખૂબ આનંદ થયો. હવે શ્રી તીર્થાધિરાજ શ્રી શત્રુંજયના ઉદ્ધારમાં કોઇ કમીના નહિ રહે.

પુણ્ય જાણે બળવાન હોય તેમ જંગમ યુગપ્રધાન શ્રી વજ્રસ્વામિજી પણ વિચરતા વિચરતા મહુવા પધાર્યા. જાવડશાએ સુંદર સામૈયાપૂર્વક પ્રવેશ કરાવ્યો.

એક દિવસે જાવડશાએ શ્રી વજ્રસ્વામિજીને વિનંતિ કરી કે, 'હે ભગવન્! આપ સહાયક થાવ તો શ્રી શત્રુંજયતીર્થનો ઉદ્ધાર નિર્વિઘ્ને કરાવી શકું.' એ વખતે એક યક્ષ શ્રી વજ્રસ્વામિજીને વંદન કરવા આવ્યો હતો તેનો પૂર્વ વૃત્તાંત આ પ્રમાણે છે.

## વર્તમાન કપર્દિ યક્ષની ઉત્પત્તિ

મહુવા નગરીમાં કપર્દિ નામનો એક વણકર હતો. તેને આડી અને કુહાડી નામની બે સ્ત્રીઓ હતી. વણકર અપેય પાનમાં અને અભક્ષ્ય ભોજનમાં આસક્ત રહેતો હતો આથી એક દિવસે બન્ને સ્ત્રીઓએ વણકરને શિક્ષા કરી. કપર્દિ રોષમાં આવી ગયો અને નગરીની બહાર ચાલ્યો ગયો. ત્યાં એક મુનિ જોવામાં આવ્યા. તે વજસેન મુનિએ કોમળ વચનથી તેને આશ્વાસન આપ્યું. કપર્દિ વણકર બે હાથ જોડીને માથું નમાવીને ઉભો રહ્યો. મુનિવરે પોતાના જ્ઞાનથી કપર્દિને સુલભબોધી જાણ્યો અને થોડા કલાકનું આયુષ્ય બાકી રહેલું જાણી ધર્મનો ઉપદેશ આપ્યો.

કપર્દિએ કહ્યું કે, 'મને યોગ્ય પ્રતિજ્ઞા કરાવો.'

ગુરુમહારાજે ગંઠસીનું પચ્ચક્ખાણ કરાવ્યું. ગંઠસીનું પચ્ચક્ખાણ એટલે કપડાના છેડે ગાંઠ વાળી રાખવી, જ્યારે પાણી પીવું હોય, ખાવું હોય કે મોંમાં કંઇ નાંખવું હોય ત્યારે નવકાર ગણીને અથવા "नमो अरिहंताणं' બોલી ગાંઠ છોડીને પછી જ મોંમાં કોઈ પણ વસ્તુ નાખી શકાય. ખાધા પછી મોં ચોકખું કરી પાછી ગાંઠ વાળી દેવાની. જ્યાં સુધી ગાંઠ વાળેલી હોય ત્યાં સુધી ચારે આહારના ત્યાગના પચ્ચક્ખાણનો લાભ મળે.

તે દિવસે સર્પની ગરલ (ઝેર) યુક્ત ભોજન કપર્દિના ખાવામાં આવ્યું અને મૃત્યુ પામ્યો, અને વ્યંતર નિકાયમાં દેવ તરીકે ઉત્પન્ન થયો.

કપર્દિ મરણ પામ્યાના સમાચાર સ્ત્રીઓએ જાણ્યા અને રાજા પાસે જઇને ફરીયાદ કરી કે 'આ સાધુડાએ અમારા ધણીને કંઇ શીખવાડીને મારી નાંખ્યો.'

આથી રાજાએ શ્રી વજ્રસેન મુનિને ચોકીમાં બેસાડ્યા. આ બાજુ વ્યંતર થયેલા કપર્દિએ જ્ઞાનથી જોયું તો પોતાના ઉપકારી ગુરુને સંકટમાં સપડાયેલા જોયા, એટલે તુરત જ તે શહેરના જેટલી મોટી શિલા વિકુર્વી અને રાજા વગેરે લોકોને કહ્યું, કે 'આ ગુરુ મહાઉપકારી છે, તમે સર્વે તેમની પાસે જાઓ, પગમાં પડીને માફી માગો. નહિતર આ શિલાથી મનુષ્યો સહિત આખી નગરીના ચૂરેચૂરા કરી નાખીશ.'

રાજા વગેરે ભય પામ્યા, ગુરૂમહારાજ પાસે જઇ પગમાં પડ્યા અને માફી માંગી. બહુમાનપૂર્વક ઉપાશ્રયે મોકલ્યા.

નવા કપર્દિ યક્ષે ગુરુને નમસ્કાર કરીને કહ્યું, કે 'હે પ્રભો! પૂર્વભવમાં મેં ઘણાં પાપો કર્યાં છે, તો તે પાપોથી બચવાનો ઉપાય બતાવો.'

ગુરુ મહારાજે કહ્યું, 'શ્રી સિદ્ધાચલજી મહાતીર્થનો સહાયક બન.'

કપર્દિ યક્ષે તે વચન સ્વીકાર્યું, અને કોઇ કાર્ય હોય તો જણાવવા વિનંતિ કરી.

શ્રી વજ્રસ્વામિજીએ કહ્યું, કે 'શ્રી શત્રુંજયનો ઉદ્ધાર કરવા માટે જાવડશાને સહાય કરજે.'

કપર્દિ યક્ષે તે સ્વીકાર્યું.

શ્રી વજ્રસ્વામિજીની સાન્નિધ્યમાં જાવડશાએ શ્રી સિદ્ધાચળજીનો સંઘ કાઢયો. પાલીતાણા આવતાં રસ્તામાં જુના કપર્દિયક્ષે ઘણા ઉપદ્રવો કર્યા પણ શ્રી વજ્રસ્વામિજીએ તે બધા ઉપદ્રવો દૂર કર્યા અને સુખપૂર્વક પાલીતાણા આવી પહોંચ્યા.

તક્ષશિલાથી લાવેલી પ્રતિમાજી પણ સાથે હતાં, તે ગિરિરાજ ઉપર ચઢાવવાનાં હતાં. તે પ્રતિમાજી દિવસે જેટલી ઉપર ચઢાવી હોય તેટલી બીજે દિવસે સવારે જુઓ તો નીચે હોય. આમ દરરોજ બનવા લાગ્યું. આમ એકવીસ દિવસ સુધી મિથ્યાત્વી કપર્દિયક્ષે તે અર્હંત બિમ્બને પર્વતથી નીચે ઉતાર્યું અને જાવડશાએ તે એકવીસ વખત ઉપર ચઢાવ્યું.

જાવડશાએ નવા કપર્દિયક્ષને યાદ કર્યા અને કારણ પૂછયું, યક્ષે કહ્યું કે 'જુનો કપર્દિયક્ષ આ પ્રમાણે કરે છે માટે હવે તમે અને તમારી પત્ની ગાડાના પૈડા પાછળ સૂઇ જજો અને આખો સંઘ કાઉસ્સગ્ગ કરજો. જેથી યક્ષનું જોર ચાલી શકશે નહિ.

યક્ષના કહેવા મુજબ કરવામાં આવ્યું. જાવડશાના શીલના પ્રભાવે યક્ષ ઉપદ્રવ કરી શકયો નહિ. બીજે દિવસે સવારે શ્રી વજ્રસ્વામિજીએ મંત્રેલા અક્ષતો નાખી સર્વ દુષ્ટ દેવતાઓને સ્થંભિત કરી દીધા. પ્રતિમાજી નિર્વિઘ્ને ઉપર પહોંચી ગયાં.

આખો ગિરિરાજ જે હાડકા વગેરેથી અપવિત્ર થઇ ગયો હતો તે બધી અશુચી દૂર કરાવીને આખો ગિરિરાજ શ્રી શત્રુંજય નદીનું જળ દૂધ વગેરેથી ધોવરાવી પવિત્ર બનાવ્યો.

મંદિરોનો જીર્ણોદ્ધાર ચાલુ કરાવ્યો અને થોડા ટાઇમમાં બધા મંદિરોનો જીર્ણોદ્ધાર તૈયાર થઇ ગયો.

ભગવાન આદિનાથની લેપ્યમય જુની મૂર્તિને ઉઠાવવામાં આવી ત્યારે જુના કપર્દિ યક્ષે તેમાં પ્રવેશ કર્યો અને મહા-ભયંકર અવાજ કર્યો; આથી આખો ગિરિરાજ કંપી ઉઠયો અને કહેવાય છે કે તેથી ગિરિરાજના ઉત્તર દક્ષિણ બે ભાગ થઇ ગયા. શ્રી વજ્રસ્વામિજી, જાવડશા અને તેમનાં પત્નિ આ ત્રણ સિવાય સઘળાં મૂર્છાવશ થઇ ગયાં પરંતુ શ્રી વજ્ર-સ્વામિજીએ બધાંને સચેતન કર્યા અને સ્થંભિત થયેલા દેવોને વજ્રસ્વામિજીએ છુટા કર્યા. નવા કપર્દિયક્ષે બધા ક્ષુદ્ર દેવોને ભગાડી મૂકયા.

ત્યાર પછી મોટો પ્રતિષ્ઠા મહોત્સવ કરવામાં આવ્યો અને સારા મુહૂર્તે નવા શ્રી આદીશ્વર ભગવંતની પ્રતિષ્ઠા કરવામાં આવી. જાવડશા અને તેમનાં ધર્મપત્ની ધજા ચઢા-વતાં ખૂબ હર્ષમાં આવી ગયાં અને અતિ હર્ષના યોગે હૃદય બંધ પડી જવાથી (નીચે પડી જવાથી) મૃત્યુ* પામ્યાં અને ચોથા દેવલોકમાં દેવ થયા.

જાવડશાનો પુત્ર જાજનાગ વિલાપ કરવા લાગ્યો. ત્યારે શ્રી વજ્રસ્વામિજી અને શ્રી ચક્રેશ્વરીદેવીએ તેમને શાંન્તવન આપ્યું અને કહ્યું, કે આવાં શોક કેવો ? તમારા માતા-પિતા

* પતિ-પત્નિ બંને શિખર ઉપરથી અદ્રશ્ય થઇ ગયાં અર્થાત કોઇ યક્ષ આદિ ઉપાડી ગયા એવો ઉલ્લેખ પણ મળે છે

તો ઉત્તમ કાર્ય કરી ગયા છે અને મૃત્યુ પામી ચોથા દેવ લોકમાં દેવ તરીકે ઉત્પન્ન થયાં છે.

વ્યંતરદેવોએ બંન્નેના મૃતદેહને ક્ષીરસમુદ્રમાં પધરાવ્યા હતા.

જાવડશા તક્ષશિલાથી શ્રી આદીશ્વર ભગવંતની પ્રતિમાજી શ્રી સિદ્ધગિરિજી લાવ્યા, તેમાં નવલાખ સોનામહોરોનો વ્યય કર્યો હતો. અને પ્રતિષ્ઠા–મહોત્સવમાં દશલાખ સોનામહોરો વાપરી હતી. જીર્ણોદ્ધારમાં તો કેટલો ખર્ચ કર્યો હશે તે વાંચકો આ ઉપરથી સ્વયં સમજી લે. ધન્ય હો પાંચમા આરામાં પ્રથમ ઉદ્ધાર કરાવનાર જાવડશા મહાપુરુષને ! કે જેમણે લક્ષ્મીની મૂર્ચ્છા ઉતારી તીર્થોદ્ધારના ઉત્તમ કાર્યમાં લક્ષ્મીનો સદ્વ્યય કર્યો.

---

## (૨) ચૌદમો ઉદ્ધાર બાહડમંત્રીનો સં. ૧૨૧૩

એકવાર કુમારપાળ મહારાજાએ સોરઠદેશના રાજા સમરને જીતવા ઉદયન મંત્રીને મોકલ્યા હતા તે વખતે શત્રુંજય તીર્થની યાત્રા કરવા ગયા, ત્યાં ઋષભદેવ ભગવંતની દ્રવ્ય-પૂજા કરીને ભાવપૂજા ( ચૈત્યવંદન ) કરી રહ્યા છે, ત્યાં એક ઉંદર સળગતી દીવાની વાટ કાષ્ઠના મંદિરમાં લઇ જતા જોઇ ઉંદર પાસેથી વાટ મૂકાવી.

ઉદયન મંત્રીને વિચાર આવ્યો કે કાષ્ઠના મંદિરનો કોઇ વખત આવી રીતે નાશ થઇ જવાનો સંભવ છે, રાજાના પાપવ્યાપારથી મેળવેલી મારી લક્ષ્મી શા કામની ? યુદ્ધમાંથી

પાછા ફરી આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવીશ, માટે મારી
લક્ષ્મીથી જ્યાં સુધી તીર્થાદિકનો ઉદ્ધાર ન થાય ત્યાં સુધી
મારે 'નિત્ય એકાસણાં કરવાં, પૃથ્વી ઉપર શયન કરવું, બ્રહ્મ-
ચર્યનું પાલન કરવું અને તાંબુલનો ત્યાગ કરવો' આ પ્રમા-
ણેના અભિગ્રહો ભગવંતની આગળ કર્યા.

યાત્રા કરી નીચે ઉતરી આગળ પ્રયાણ કર્યું. સમરસેન
રાજા સાથે યુદ્ધ કરતાં શત્રુના બાણોથી તેનું શરીર જર્જરીત
થઈ ગયું, તોપણ ઉદયન મંત્રીએ સમરરાજા ઉપર બાણોનો
પ્રહાર કરી તેને મારી નાંખ્યો અને જીત મેળવી, દેશ
કબજે કર્યો.

માર્ગમાં ઉદયન મંત્રીને શત્રુનાં બાણોના પ્રહારની વેદ-
નાથી આંખે અંધારા આવવા લાગ્યાં, તેથી છાવણીમાં મુકામ
કર્યો, ઉપચારો કરવા છતાં સારૂં ન થયું ત્યારે ઉદયન
મંત્રીએ પરિવારને જણાવ્યું કે મારા મૃત્યુ સમયે ચાર વસ્તુઓ
પૂર્ણ કરવાની કબૂલાત આપો તો મને સંતોષ થાય. ૧ મારા
નાના પુત્ર અંબડને સેનાપતી બનાવવો, ૨ શત્રુંજય ગિરિવર
ઉપર પત્થરના પ્રાસાદ બનાવવા, ૩ ગિરનારજી ઉપર પત્થરનાં
પગથિયાં બનાવવાં, ૪ મને નિર્યામણા કરાવનાર ગુરુ મળે.'

આ સાંભળી સામંત આદિએ કહ્યું કે 'પહેલા ત્રણ કાર્યો
તો તમારા મોટા પુત્ર બાહડ પૂર્ણ કરશે, તેમાં અમે સાક્ષી-
ભૂત છીએ અને તમોને નિર્યામણા કરાવનાર સાધુ મહારાજને
હમણાં જ શોધી લાવીએ છીએ.'

બાહડે પિતાજીની ઇચ્છા પૂર્ણ કરવાની પ્રતિજ્ઞા કરી, પછી ત્યાં આસપાસમાં કોઇ મુનિરાજ નહિ હોવાથી, એક વંઠ પુરૂષને સાધુનો વેષ પહેરાવી ઉદયન મંત્રી પાસે લઇ જઇ નિર્યામણા કરાવી. મંત્રી સમગ્ર પ્રાણીઓને ખમાવી સ્વર્ગે ગયા, પછી વંઠે વિચાર્યું કે, 'જગત જેને સલામો ભરે છે એવા મંત્રીએ ભિખારી એવા મને જે વંદન કર્યું તે ખરેખર આ વેષનો જ પ્રભાવ છે, માટે આ વેષ મને શરણભૂત હો.'

પછી તે વંઠ સાધુ સુગુરુ પાસે જઇ વિધિપૂર્વક દીક્ષા લીધી નિર્મળ રીતે પાલન કર્યું, પછી ગિરનારજી ઉપર જઇ બે મહિનાનું અનશન કરી સ્વર્ગમાં ગયો.

બાહડે કુમારપાળ રાજાની આજ્ઞા મેળવી, ગિરનારજી ઉપર ત્રેસઠ લાખ દ્રવ્ય ખરચી નવાં પગથિઆં કરાવ્યાં, પછી પરદેશના કારીગરો બોલાવી શ્રી શત્રુંજય ઉપર બધાં મંદિરો પત્થરના બનાવવાની શરૂઆત કરી.

શ્રી સિદ્ધગિરિની છાયા ( તલાટી ) પાસે ઉતારો કરી બાહડ મંત્રી વગેરે બેઠા છે, આજુબાજુ ખબર પડતાં ત્યાં પણ દરેક સ્થળોની પેઠે અનેક પુણ્યશાળીઓ ઉદ્ધાર ફંડમાં નાણાં આપવા વિનવે છે. મંત્રીશ્વર લેવા ના કહે છે એટલે આગ્રહભરી વિનંતિ કરતાં દાક્ષિણ્યતાથી સ્વીકારે છે.

શ્રી સંઘના દર્શનાર્થે તથા પૈસા આપી લાભ લેનારની ઠઠ્ઠ એટલી જામી છે કે વિશાળ એવા સંઘપતિના તંબુમાં ક્યાંએ માર્ગ દેખાતો ન હતો.

તે વખતે એક ભીમો નામનો વાણીયો, જે માત્ર છ દ્રમની મુડીનું ઘી લઇને ત્યાં આવ્યો હતો, તે ઘી બાહડના સૈન્યમાં વેચતાં તેને મૂલ છ દ્રમ ઉપરાંત તેને એક દ્રમ અને એક રૂપીયાનો નફો થયો, પછી એક રૂપીયાનાં પુષ્પો લઇ પ્રભુની પૂજા કરી અને તે ભીમો શ્રાવક તંબુના બારણાં સુધી તો આવ્યો, પણ જાડાં અને જરા મલીન કપડાં હોવાથી છડીદાર અંદર પ્રવેશ કરવા દેતો નથી, જેથી ઉંચો-નીચો થઇ રહેલ છે.

જેની દૃષ્ટિ ચારે બાજુ ફરે છે એવા બાહડ મંત્રીની દૃષ્ટિ બારણા તરફ ગઇ. જોતાં જાણ્યું કે આને અંદર આવવું છે, પરંતુ દ્વારપાળ રોકવાથી આવી શકતો નથી. દ્વારપાળને હુકમ કર્યો કે તેને અંદર પ્રવેશ કરાવ. જેથી તે ભીમા કુંડળીઆને અંદર દાખલ થવા દીધો. સભામાં આવેલો તે પોતાની સ્થિતિને અનુસારે તેમજ બીજે સ્થળે માર્ગ નહિ દેખાવાથી એક બાજુ પ્રથમ આવેલાઓના જોડા પાસે બેઠો.

આ વખતે ઉદાર દિલના મંત્રીશ્વરે પોતાની પાસે ગાદી ઉપર બેસવા કહ્યું પણ મનમાં સંકોચાતો જોઈ તેનો હાથ પકડી મંત્રીશ્વરે જાતે જાડાં અને ઝાંખા કપડાંવાળા ભીમા કુડલીયાને પોતાની પાસે મખમલના તકીયાઓ ગોઠવેલી રેશમી ગાદી ઉપર બેસાડયો. સભામાં બેઠેલો ભીમો કુંડળીયો ત્યાં આવેલા સ્વામીભાઇમાંના કોઇ પાંચ તો કોઈ દશ તો કોઇ પચ્ચીશ પચ્ચાશ હજાર ભરાવતા જોઇ અનુમોદના કરતો વિચારે છે કે ધન્ય છે આ મહાનુભાવોને કે મહાન તીર્થના ઉદ્ધારમાં ધનનો વ્યય કરી અસાર એવી લક્ષ્મીવડે સાર

નિઃસ્પૃહ ભીમા કુંડલીઆએ તે કશું ન લીધું તે ન જ લીધું પછી સંઘને તથા સંઘપતિને નમસ્કાર કરી તે ભીમા શ્રાવક પોતાના ઘેર ગયો.

**ઉગ્ર ભાવનાનું તાત્કાલિક ફળ**—આ બાજુ ભીમા શ્રાવકના ઘરમાં તેની સ્ત્રી પ્રભાતે પ્રભાતીઆ અને સાંજે સાંજી (કડવા–કઠોર શબ્દ) સંભળાવી ક્લેશ કરવાના સ્વભાવ-વાળી એવી પ્રતિકુલા હતી તે પણ આજે ભીમા કુડલીયાની ઉગ્ર ભાવનાથી કરેલા ધર્મના પ્રભાવ વડે એકાએક સાનુકુલ બની, સ્વામીને આવતા દેખી ઉઠી ઉભી થઇ, બહુમાનપૂર્વક મધુર વાણીથી આદર-સત્કાર કરી સુખ–શાંતિના સમાચાર પૂછી ગરમ પાણી વડે પગ પ્રક્ષાલી આસને બેસાડી પડોશ-માંથી ભોજનની સામગ્રી (ઉધારે) લાવી મિષ્ટભોજન બનાવી સ્નેહપૂર્વક પતિને જમાડયા.

સરલ હૃદયના ભીમા શ્રાવકે સંઘપતિની સભામાં બનેલી હકીકત નિખાલસપણે પત્નીને કહી. તે સાંભળી પરિ-વર્તિત સ્વભાવવાળી ગૃહીણી આનંદપૂર્વક અનુમોદન કરે છે. આવા પ્રકારના વર્તનથી ભીમો શ્રાવક તો આશ્ચર્યમુગ્ધ બની જઇ વારંવાર સુકૃતની અનુમોદના કરે છે, હવે તે આંગણામાં બાંધેલી ગાયે ખીલો ઉખેડી નાખવાથી ખીલો મજબૂત બેસાડવા માટે જમીનને જરા ઉંડી ખોદે છે, એટ-લામાં ૧૦૦૦૦ દશહજાર સોનામહોરથી ભરેલો ચરુ નીકળે છે, તે સોનામહોરો સાથે લઇ સ્ત્રીની અનુમતિ મેળવી, સીધો સંઘપતિના તંબુમાં ગયો અને તે સઘળી મિલ્કત

ઉદ્ધારફંડમાં લેવાની મંત્રીશ્વરને આજીજી કરે છે, ત્યારે મંત્રીશ્વર કહે છે કે, હવે ઉદ્ધારફંડનું કાર્ય સમાપ્ત થયું હોવાથી જરૂર નથી. તેમજ આ લક્ષ્મી તમારા પુણ્યપ્રભાવથી મળેલી છે, તો તેનો ભોગવટો તમો જ કરો.

મંત્રીએ તે સુવર્ણ લેવા ના પાડી, ભીમો આગ્રહ કરીને જાય છે ત્યાં રાત પડી. રાત્રે કપર્દિ યક્ષે સ્વપ્નમાં ભીમાને કહ્યું કે– 'હે ભીમા! એક રૂપિયાનાં પુષ્પ લઇ શ્રી આદીશ્વર ભગવંતની તેં પૂજા કરી, તેથી પ્રસન્ન થઇ મેં તને સુવર્ણનો ચરુ આપ્યો છે, માટે તું ઇચ્છા મુજબ તેનો ભોગવટો કર.'

સવારે ભીમે મંત્રીને વાત કરી, પ્રભુની સુવર્ણ, રત્નો, તથા પુષ્પોથી પૂજા કરી, પોતાના ઘેર આવ્યો અને પુણ્ય કાર્યમાં પ્રવૃત્ત થયો.

બે વરસે જ્યારે જીર્ણોદ્ધાર થઇ જવાના સમાચાર મંત્રીને મળ્યા ત્યારે ખબર લાવનારને મંત્રીએ તેને વધામણીમાં બત્રીશ સોનાની જીભો આપી થોડીવાર પછી બીજા માણસે આવી પ્રાસાદમાં કોઇ કારણથી ચીરાડ પડી ગયાના સમાચાર આપ્યા, ત્યારે મંત્રીએ તેને ચોસઠ જીભો આપી.

પાસે બેઠેલા માણસોએ કારણ પૂછ્યું, ત્યારે મંત્રીએ કહ્યું કે 'મારા જીવતાં પ્રાસાદ ફાટયો તે ઠીક થયું, કેમકે હું તે ફરીથી બીજીવાર કરાવીશ. મારા મરણ પછી જો આ દહેરાસર તૂટી પડયું હોત તો તેને કોણ કરાવત? મારા જીવતાં તે પણ ફાટી ગયું તેથી હું તે ફરીથી બંધાવીશ.'

તુરત જ મંત્રીએ શિલ્પીઓને પ્રાસાદ ફાટી ગયાનું કારણ પૂછ્યું, શિલ્પીઓએ કહ્યું કે ‘ ભમતીવાળા પ્રાસાદમાં પવન પેસવાથી અને નીકળવાની જગ્યા નહિ મળવાથી પવનના જોરથી પ્રાસાદ ફાટી ગયો, જો ભમતી વિનાનો પ્રાસાદ કરવામાં આવે તો કરાવનારને સંતાન થાય નહિ, એવો શિલ્પશાસ્ત્રનો ઉલ્લેખ છે. ’

આ સાંભળી મંત્રીએ કહ્યું કે ‘ કોની સંતતી કાયમ રહી છે ? માટે મારે વાસ્તવિક ધર્મસંતતિ જ હો ’ પછી બંને ભીંતોની વચમાં મજબુત શીલાઓ મુકાવીને તે પ્રાસાદ પૂર્ણ કરાવ્યો, ફરીથી જીર્ણોદ્ધારમાં મંત્રીએ બે કરોડ સત્તાણું લાખ દ્રવ્ય ખરચ્યું. ત્રણ વર્ષે કામ પૂર્ણ થયું હતું.

શ્રી હેમચંદ્રાચાર્યજીને બોલાવી મોટા ઉત્સવપૂર્વક સંવત ૧૨૧૩ માં પ્રતિષ્ઠા કરાવી.

પાંચમા આરાનો આ બીજો ઉદ્ધાર થયો.

## પંદરમો (ત્રીજો) ઉદ્ધાર સમરાશાનો સં. ૧૩૭૧

પાટણ શહેરમાં ઓશવાલ જ્ઞાતિના દેશળશા નામના શ્રેષ્ઠિ વસતા હતા. તેમને ભોલી નામની સ્ત્રી હતી, તેમને સહજ, સાહણ અને સમરસિંહ અને બીજા બે એમ પાંચ પુત્રો હતા.

સહજપાલ દેવગિરિમાં વેપાર વગેરે કરતા હતા, સાહણ ખંભાતમાં રહેતા હતા અને સમરસિંહ પાટણમાં પિતાની સાથે રહી વેપાર આદિ કરતા હતા. પાંચે ભાઇઓમાં સમરસિંહ

હોંશિઆર અને બુદ્ધિશાળી હતા તેથી તે પાટણના સુબા અલ-પખાન તથા દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીનને પ્રીતિપાત્ર હતા.

ચૌદમો ઉદ્ધાર બાહડમંત્રીએ કરાવ્યા બાદ સં. ૧૩૬૯માં મ્લેચ્છ લોકોએ શત્રુંજય તીર્થનો ધ્વંશ કર્યો, જાવડશાએ પ્રતિષ્ઠિત કરેલ શ્રી આદીશ્વર ભગવંતની મૂર્તિ તથા બીજી સેંકડો મૂર્તિઓનો નાશ કરી નાખ્યો. આ સમાચારથી ભારત-ભરના જૈન સંઘોને ભારે આઘાત લાગ્યો કેટલાક રૂદન કરવા લાગ્યા, કેટલાકે ખાવા-પીવાનું છોડી દીધું, કેટલાક મૂર્છાથી બેભાન બની ગયા.

પાટણમાં પણ આ સમાચારથી દેશલશા મૂર્છાવશ બની ગયા. શીતોપચારથી મૂર્છા દૂર કરવામાં આવી. દેશલને ખૂબ આઘાત થયો. પૌષધશાળામાં શ્રી સિદ્ધસેનસૂરિજી મહારાજની પાસે ગયા અને પોતાને થયેલ દુઃખનું નિવેદન કર્યું.

આચાર્ય ભગવંતે આશ્વાસન આપી શાંત કર્યા અને કહ્યું કે, 'સંસારને વિષે કોઈ પદાર્થ સ્થિર નથી જ. તે મનુષ્યો ધન્યપાત્ર છે કે તીર્થનો નાશ ન થાય તે માટે તીર્થનો ઉદ્ધાર કરાવીને તીર્થને ટકાવી રાખે છે.' આ પ્રમાણે કહીને શ્રી શત્રુંજય મહાતીર્થમાં થયેલા ઉદ્ધારો કોણે કોણે, ક્યારે ક્યારે કરાવ્યા તેનું સુંદર વર્ણન કર્યું.

શ્રી સિદ્ધસેનસૂરિજી મહારાજનો ઉપદેશ સાંભળી દેશળે કહ્યું કે 'હમણાં મારી પાસે ભૂજાબળ, ધનબળ, મિત્રબળ, રાજબળ, દાનબળ વગેરે છે, તેમાં જો આપશ્રીનું કૃપાબળ

મને સહાયકર્ત્તા થાય તો આ તીર્થનો ઉદ્ધાર હું કરાવું.'

આચાર્ય મહારાજે કહ્યું કે 'ધર્મકાર્યમાં ગુરુની કૃપા સર્વદા રહેલી હોય છે, માટે તમે આ તીર્થનો ઉદ્ધાર શીઘ્ર કરાવો.'

દેશલશા આનંદ પામ્યા. ઘેર જઈને બુદ્ધિશાળી, ભાગ્યશાળી અને હોંશિયાર પુત્ર સમરને બોલાવીને બધી વાત કરી. સમરસિંહે પિતાનો આદેશ માથે ચડાવ્યો, પછી ગુરુ મહારાજ પાસે જઈને અભિગ્રહ લીધો કે જ્યાં સુધી તીર્થનો ઉદ્ધાર પૂર્ણ ન થાય ત્યાં સુધી ૧ બ્રહ્મચર્યનું પાલન કરવું. ૨ નિત્ય એકાશણાં (એકવાર જમવું) કરવાં. ૩ રોજ પાંચ વિગઈનો ત્યાગ રાખવો. ૪ ભૂમિ ઉપર સંથારો કરવો. (પલંગ આદિ ઉપર સુવું નહિ) અને ૫ ખલ્લી, તેલ અને પાણી એમ ત્રણથી સ્નાન કરવું નહિ.'

પછી શુભ દિવસે સારૂં ભેટણું લઈને સમરસિંહ પાટણના સુબા અલપખાન પાસે ગયો અને તેમની આગળ ભેટણું મૂક્યું.

અલપખાન સમરસિંહને ભેટયો અને આનંદ પામ્યો.

અલપખાને કહ્યું કે, 'સમર! મારા પુત્ર કરતાં પણ તારા ઉપર મને અધિક સ્નેહ છે, માટે તારે જે કોઈ કાર્ય કે જે કોઈ ઈચ્છા હોય તે કહે તેમાં કોઈ વિચાર કરીશ નહિ, કઠીન કાર્ય હશે તોપણ ચિંતા કરીશ નહિ.'

સમરાશા મનમાં આનંદ પામ્યા અને સુબાને કહ્યું કે, 'અમારા મહાતીર્થ શ્રી સિદ્ધાચલજીનો તમારા બાદશાહના

સૈન્યે નાશ કરી નાખ્યો છે. આ તીર્થની હયાતી હોય તો સમગ્ર જૈનો વગેરે ધર્મ નિમિત્તે ત્યાંની યાત્રા કરે છે અને પોતાની લક્ષ્મીનો શુભ કાર્યોમાં સદ્‌ઉપયોગ કરે છે. દીન-દુઃખીયા, ગરીબ–ગરબા વગેરેને દાન વગેરે આપી સહાયક થાય છે અને તેમને સંતોષ પમાડે છે. જો તમે આજ્ઞા આપો તો તે તીર્થનો ઉદ્ધાર કરાવવાની મારી ઇચ્છા છે.'

અલપખાને કહ્યું કે 'હું તારા ઉપર પ્રસન્ન છું. તારી ઈચ્છામાં આવે તે પ્રમાણે કર. દિલ્હીના બાદશાહનો તું કોઇ ભય રાખીશ નહિ.'

ઉદ્ધાર કરાવવામાં કોઇ વિઘ્ન કરે નહિ એટલા માટે અલપખાને આજ્ઞાપત્ર લખાવીને સમરશાને સુપ્રત કર્યું. ઉપરાંત પાઘડી, ખેશ અને પાનનું બીડું આપી સમરશાનું બહુમાન કર્યું.

પુણ્યયોગે કપરૂં ગણાતું કાર્ય પણ આમ સરળતાથી પતી ગયું, નહિતર દિલ્હીના બાદશાહની આજ્ઞાથી સૈન્યે મંદિરો અને મૂર્તિઓ તોડી નાખી હતી અને પોતે બાદ-શાહની આજ્ઞા નીચે હતો. બાદશાહને ખબર પડતાં શું કરે તે કહી શકાય નહિ, છતાં પણ આપત્તિ આવે તો સહન કરી લેવી પણ જેને પુત્રથી અધિક માન્યો તેનું કાર્ય અવશ્ય થવું જોઈએ.' એવી સુબાની મનોવૃત્તિ થઇ.

સમરાશાને ઘણો આનંદ થયો. ગુરૂમહારાજ પાસે જઇને આજ્ઞાપત્ર મળ્યાની વાત કરી.

આચાર્ય મહારાજે કહ્યું કે 'દેવોના દ્વેષી એવા અલપ-

ખાને તીર્થના ઉદ્ધાર માટે રજા આપી, તેથી ખરેખર તારૂં ભાગ્ય ચઢીયાતું છે.'

સમરાશાએ મૂલનાયકની પ્રતિમાજી નવી ભરાવવા અંગે પૂછ્યું કે 'ભગવન્! ઘણાં વર્ષો પહેલાં મંત્રી વસ્તુપાલે મમ્મણ ખાણમાંથી આરસની શિલા મંગાવીને સિદ્ધાચળજી ઉપર રાખેલી સાંભળવામાં આવે છે અને તે શિલા આજ સુધી ભોંયરામાં અક્ષત છે, તો તે શિલામાંથી નવી પ્રતિમાજી ભરાવું તો કેમ?'

ગુરૂમહારાજે કહ્યું કે, 'ચતુર્વિધ સંઘને પૂછીને જેમ કહે તેમ કર.'

સંઘ ભેગો કરવામાં આવ્યો. સંઘે કહ્યું કે, 'આ ભયંકર કલિકાળ છે, મંત્રીએ ઘણું દ્રવ્ય ખર્ચીને શિલા લાવીને સંઘને સમર્પણ કરેલી છે, અત્યારે તે શિલા બહાર કાઢવાનો સમય નથી, માટે બીજી શિલા મંગાવીને તેની નવી પ્રતિમાજી ભરાવરાવો.'

મૂર્તિ માટે શિલા મેળવવા માટે સમરાશા ત્રિસંગમપુર ગયા. ત્યાં આરાસણની ખાણનો માલિક મહિપાલ રાણો શિવભક્ત હતો, પણ જૈનધર્મને વિષે શ્રદ્ધાવાળો હતો, જીવદયાનું પાલન કરતો હતો તથા માંસાહારનો ત્યાગી હતો.

સમરાશાએ કિંમતી ભેટણું અને વિનંતિપત્ર રાણાની આગળ મૂક્યો.

મહિપાલ રાણાએ વિનંતિપત્ર વાંચ્યો અને ખુશ થયો. ભેટણું પાછું આપ્યું અને કહ્યું કે 'જે ખાણમાંથી

જે શિલા પસંદ પડે તે કઢાવી લો. તેનો કર પણ છોડી દઉં છું અને હવેથી જે કોઇને મૂર્તિ માટે શિલા જોઈતી હશે તેનો પણ કર લઈશ નહિ.'

મોટી શિલા કાઢવા માટે સમરાશાહે કારિગરોને બોલાવ્યા અને શિલા કાઢવા માટે જે મૂલ્ય માંગ્યું તેનાથી અધિક મૂલ્ય આપવાનું નક્કી કર્યું અને પાતાક મંત્રીને દેખરેખ માટે મૂકી સમરાશા પાટણ આવી ગયા.

ખાણમાંથી શિલા કાઢવા માટેનું કામ ધમધોકાર ચાલ્યું. થોડા દિવસોમાં એક શિલા બહાર કાઢવામાં આવી, સાફ કરીને જોઇ તો તે તડ પડેલી હતી.

સમાચાર સમરાશાને મોકલવામાં આવ્યા.

સમરાશાએ કહેવરાવ્યું કે 'બીજી શિલા કઢાવરાવો.'

બીજી શિલા કાઢવામાં આવી, તે પણ દોષવાળી નીકળી.

સમરાશાને ખબર મળ્યા, એટલે તે ત્રિસંગપુર આવ્યા. સમરાશાહે અઠ્ઠમનો તપ કરી શાસનદેવનું આરાધન કર્યું. શાસનદેવે પ્રગટ થઇને કહ્યું કે, 'શિલા કાઢતા પહેલાં જે વિધિ કરવી જોઇએ તે કરી નથી, તેથી શિલા દોષવાળી નીકળી છે. હવે બધી વિધિ કરી, ખાણની અમુક જગ્યામાંથી શિલા કઢાવો.'

પૂજન વગેરે વિધિ કરાવી શિલા કાઢવાનું કામ શરૂ કરવામાં આવ્યું.

સમરાશા પાટણ આવી ગયા.

ત્રીજી વખતે જે શિલા નીકળી તે નિર્મળ સ્ફટિક જેવી સુંદર અને દોષ વિનાની હતી.

નિર્મળ શિલા નીકળ્યાની ખબર લાવનારને સમરાશાહે સોનાના દાંત, સોનાની જીભ અને રેશમી બે વસ્ત્રો આપ્યાં.

કારિગરોને પણ મજુરી ઉપરાંત સોનાનાં કંકણ અને વસ્ત્ર આપી સૌને ખુશી કર્યા.

સ્ફટિક સમાન શિલા નીકળી જાણી મહિપાલ રાણાએ પણ ત્યાં આવી તે શિલાની ચંદન-પુષ્પાદિકથી પૂજન કર્યું. આજુબાજુના ગામોના લોકો પણ ત્યાં આવી શિલાનું પૂજન કરવા લાગ્યા.

પર્વત ઉપરની ખાણમાંથી શિલા બહાર કઢાવ્યા બાદ પર્વત ઉપરથી શિલા નીચે ઉતારવામાં આવી અને આરાસણ લાવ્યા, ત્યાં મહોત્સવ કરવામાં આવ્યો. આજુબાજુના ગામોમાં જેમ જેમ ખબર પડતી ગઇ તેમ તેમ લોકો આવવા લાગ્યા. શિલાનું ચંદન વગેરેથી પૂજન કરવા લાગ્યા. શિલા એક તીર્થ જેવી બની ગઈ.

મજબૂત ગાડામાં શિલા ચઢાવીને વીસ જોડી બળવાન બળદો ગાડામાં જોડીને કુમારસેના સુધી ગાડુ આવ્યા બાદ ગાડુ અટકી પડયું. પાતક મંત્રીએ પાટણ સમાચાર મોકલ્યા. એટલે સમરાશાહે વીસ જોડી સારા રૂષ્ટપુષ્ટ અને બળવાન બળદો તથા મજબૂત ગાડુ મોકલાવ્યું. શિલા ગાડામાં ચઢાવવા ગયા ત્યાં ગાડુ તૂટી ગયું, એમ સમરાશાએ મોકલેલા ત્રણ ત્રણ ગાડાં ભાંગી ગયાં.

સમરાશા આ સાંભળી ચિંતામાં પડ્યા, કે 'મજબૂત ગાડાંના ચૂરા થઇ ગયા તો હવે શિલા છેક પાલિતાણા કેવી રીતે લઇ જવાશે ?'

રાત્રે શાસનદેવે સમરાશાને કહ્યું કે 'સમર! તું ચિંતા કરીશ નહિ, ઝંઝા ગામમાં એક દેવી છે, તેની યાત્રા માટે એક ગાડું બનાવવામાં આવેલું છે, તે દેવથી અધિષ્ટિત છે અને ઘણું મજબુત છે, એટલું જ નહિ પણ તેમાં પચાસ માણસો બેસે તોપણ ગાડાને બે કોસને અંતરે જોડેલા માત્ર બે બળદોથી ગાડું ચાલવા લાગે છે. આ ગાડું દેવી પોતે પોતાના પૂજારીને આદેશ કરીને અહીં તારી પાસે મોકલાવશે. તે ગાડા દ્વારા શિલાને સિદ્ધાચલજી સુખપૂર્વક લઇ જવાશે.'

સમરાશા સવારે ઝંઝાગામે જવા વિચાર કરે છે ત્યાં દેવીનો પૂજારી આવી પહોંચ્યો અને કહ્યું, કે 'દેવીએ મને આદેશ કર્યો છે કે 'તું પાટણ સમરાશાની પાસે જઇને કહે કે 'મારા ગાડાથી શિલાને લઇ જવાશે.'

રસ્તામાં ખાડા–ટેકરાવાળી જગ્યા સરખી કરવા માટે ૧૦૦ માણસો સાથે દેવીગાડું અને વીસ જોડી બળદો મોકલ્યા. તે ગાડા દ્વારા શિલા ગામોગામ પૂજન અને મહોત્સવ કરાતી પાલિતાણા આવી પહોંચી. પાલિતાણાના સંઘે પણ ધામધૂમ-પૂર્વક શિલાનો નગરપ્રવેશ કરાવ્યો.

સમરાશાહે માણસો આદિને વસ્ત્ર, ધન, અલંકાર વગેરે આપીને સૌને ખુશી કર્યા.

સિદ્ધાચળજી ઉપર શિલા ચઢાવવાનું જણાવ્યું અને

શિલ્પશાસ્ત્રમાં કુશળ સોળ કારીગરોને સિદ્ધાચળજી મોકલ્યા તથા જુનાગઢમાં બિરાજમાન શ્રી બાલચંદ્ર મુનિને પ્રતિમાજી ઘડાય તેની દેખરેખ રાખવા માટે વિનંતિ કરીને સિદ્ધગિરિજીએ બોલાવ્યા.

શિલાનો વધારાનો કેટલોક ભાગ કાઢી નાખીને શિલા કંઇક હળવી બનાવીને ૮૪ માણસોએ છ દિવસમાં શિલા ઉપર ચઢાવી. માણસોને ધન વગેરે આપીને સંતુષ્ટ કર્યા હતા.

હાલમાં તો શ્રી સિદ્ધગિરિજી ઉપર ચઢવા માટે સુંદર સરસ પગથિયાં બનાવવામાં આવેલાં છે, જ્યારે તે વખતે તો 'ચઢવા માટે પત્થરના ટુકડાઓ ઉંચા–નીચા ગોઠવેલા હતા એટલે કોઇપણ વસ્તુ ઉપર લઇ જવાનું કામ તે વખતે ઘણું કઠીન હતું. વર્તમાનમાં દરવાજા વગેરેનાં કામ માટે પત્થરો વગેરે મજુરો કેવી રીતે ઉપર લઇ જાય છે અને કેટલી મહેનત પડે છે તે જૂઓ તો ખ્યાલમાં આવે કે પૂર્વકાલમાં ગિરિરાજના કઠણ માર્ગે મંદિરો વગેરે કેટલા પરિશ્રમે અને કેટલા દ્રવ્યના વ્યયે બંધાયાં હશે? માલ–સામાન કેટલી મુશ્કેલીએ ઉપર ચઢાવ્યો હશે?

મુખ્ય મંદિરના તોરણ દ્વાર આગળ શ્રી બાલચંદ્રમુનિની દેખરેખ નીચે ઉત્તમ કારીગરો મૂર્તિને ઘડવા લાગ્યા. થોડા ટાઇમમાં સુંદર મૂર્તિ તૈયાર થઈ ગઇ એટલે મૂર્તિ અંદરના ભાગમાં મુખ્ય સ્થાને લાવવામાં આવી.

એક બાજુ મૂર્તિ ઘડાતી હતી અને બીજી બાજુ મંદિરોના જીર્ણોદ્ધારનું કામ ચાલતું હતું તથા નવા મંદિરો

બનતાં હતાં. મુખ્ય મંદિરની આજુબાજુમાં શ્રી અષ્ટાપદજીનું મંદિર, વીસવિહરમાન મંદિર તથા બીજાં કેટલાંય મંદિરો માત્ર બે વરસમાં તૈયાર થઇ ગયાં.

સમરાશાને ખબર મોકલવામાં આવ્યા કે, 'જીર્ણોદ્ધાર પુરો થઈ ગયો છે.'

સમરાશાને આ ખબર મળતાં પોતાના પિતા દેશળશા સાથે ગુરુમહારાજ શ્રી સિદ્ધસેનસૂરિજી મહારાજ પાસે ગયા અને વિનંતિ કરી કે 'શ્રી સિદ્ધાચલજીનો જીર્ણોદ્ધાર પૂર્ણ થઇ ગયો છે. હવે પ્રતિષ્ઠાનો દિવસ નક્કી કરી આપો અને આપ સંઘમાં પધારી અંજન તથા પ્રતિષ્ઠા કરાવો.'

સારા સારા જ્યોતિર્વિદો બોલાવીને આચાર્ય ભગવંતે પ્રતિષ્ઠા માટે વિક્રમ સંવત ૧૩૭૧ મહા સુદ ૧૪ સોમવાર પુષ્ય નક્ષત્રનો દિવસ અને સંઘના પ્રયાણ માટે પોષ સુદ ૮ નો દિવસ નક્કી કરી આપ્યો.

સ્થાનિક સંઘ એકઠો કરી સંઘ કાઢવાની રજા લઇ ગામોગામ, શહેરે શહેરોમાં સંઘોને તથા આચાર્યાદિ મુનિવરોને સંઘમાં પધારવા માટેનાં આમંત્રણ મોકલવામાં આવ્યાં. પ્રયાણનો દિવસ નજીક આવતાં પહેલાં સૌ આવી પહોંચ્યા.

પોષ સુદ ૭ ને દિવસે શ્રી સંઘે પાટણથી પ્રયાણ કર્યું. ત્યારે સંઘમાં સૌથી અગ્રેસર પૂ૦ આચાર્યશ્રી સિદ્ધસૂરીશ્વરજી મહારાજ હતા. બીજા ગચ્છોના પણ ઘણા આચાર્યો હતા. જેવા કેઃ– બ્રહત્તપાગચ્છના શ્રી રત્નાકરસૂરિજી, દેવસુર-

ગચ્છના શ્રી પદ્માચાર્યસૂરિજી, ખંડેરગચ્છના શ્રી સુમતિચંદ્રાચાર્યજી, ભાવડાસગચ્છના શ્રી વીરસૂરિજી, સ્થારાપદ્રગચ્છના શ્રી સર્વદેવસૂરિજી, બ્રહ્માણગચ્છના શ્રી જગતસૂરિજી, નિવૃત્તિગચ્છના શ્રી આમ્રદેવસૂરિજી, નાણકગચ્છના શ્રી સિદ્ધસેનાચાર્ય, બૃહત્‌ગચ્છના શ્રી ધર્મઘોષસૂરિજી, નાગેન્દ્રગચ્છના શ્રી પ્રભાનંદસૂરિજી, તથા શ્રી વિનયચંદ્રાચાર્યજી, શ્રી હેમચંદ્રાચાર્યજીની પરંપરાના શ્રી વજ્રસેનાચાર્ય આ ઉપરાંત બીજા ભિન્ન ભિન્ન ગચ્છના આચાર્યો, પદસ્થ મુનિઓ, સામાન્ય મુનિવરો વગેરે પધાર્યા હતા તથા વિશાળ સાધ્વીવર્ગ અને નામાંકિત સંઘપતિઓ, શ્રાવકો, શ્રાવિકાઓ સંઘમાં જોડાયા હતા.

સંઘની રક્ષા માટે અલપખાને જમાદારો, સિપાઈઓ વગેરેની સગવડો આપી હતી તથા પોતે પાછળથી સંઘમાં ભેગા થયા હતા.

દિલ્હીના બાદશાહ તરફથી અલપખાનને ઘણી મુશ્કેલીઓ આવી હતી પણ એક વચનને ખાતર બહાદુરીથી બધી મુશ્કેલીઓ અલપખાને દૂર કરી હતી અને જીર્ણોદ્ધારના કાર્યમાં કોઈ આંચ ન આવે તે માટે બહેરખાનની સરદારી નીચે ચૂનંદા સૈનિકો મોકલ્યા હતા.

જ્યાં જ્યાં સંઘના મુકામ થતા ત્યાં ત્યાં સૌને જમવાની છુટ હતી, તે માટે અન્નસત્ર રાખવામાં આવ્યાં હતાં અને ઉદ્‌ઘોષણા કરવામાં આવતી કે ' જે કોઈ ભુખ્યા હોય તે અહીં આવીને ભોજન કરી જાવ ' દરેક ગામોમાં દીન–અનાથ

અને જીર્ણોદ્ધાર વગેરે જેમાં જેમાં જરૂર હોય તેમાં ઉદાર-તાથી દાન આપતા હતા.

ગામેગામ સંઘનો સુંદર સત્કાર થતો હતો. પાટણથી નીકળી શેરીસા, અમદાવાદ, સરખેજ, ધોળકા વગેરે સ્થળોએ મુકામો કરી સંઘ પીપરાવી ગામે આવ્યો ત્યાંથી શ્રી ગિરિ-રાજનાં દર્શન થતાં ત્યાં ગિરિરાજને સોના-રૂપાના મોતીડેથી વધાવ્યો અને મહોત્સવ કર્યો. અનુક્રમે સંઘ પાલીતાણા આવી પહોંચ્યો તે સમયે મોટાભાઇ સહજપાલ દેવગિરિથી અને સાહણસિંહ ખંભાતથી સંઘ લઇને આવી પહોંચ્યા હતા. સમરાશા બંને ભાઈઓને ભેટયા, આનંદ આનંદ થઇ ગયો. પાલીતાણા સંઘે સામૈયાસહ સંઘનો નગરપ્રવેશ કરાવ્યો. લલિતા સરોવરના વિશાળ કાંઠા ઉપર પડાવ નાખવામાં આવ્યો.

બીજે દિવસે પ્રભાતે પાલીતાણામાં શ્રી પાર્શ્વનાથ ભગ-વંતના અને તળાવના કાંઠા ઉપર રહેલ શ્રી *મહાવીર ભગવંતના જિનાલયે દર્શન કરી તલાટીએ આવ્યા. ત્યાં શ્રી *નેમનાથ ભગવંતનું પૂજન કરી તલાટીએ દર્શનાદિ કરી સંઘ બધો ગિરિરાજ ઉપર ચઢ્યો.

મુખ્ય આચાર્ય શ્રી સિદ્ધસૂરિજી મહારાજે અંજન-પ્રતિષ્ઠા આદિ અંગેની બધી સામગ્રી મંગાવી રાખી હતી. બધી વિધિઓ કરવાપૂર્વક શ્રી આદીશ્વર ભગવંત આદિ નૂતન પ્રતિમાજીઓની અંજનક્રિયા કરાવવામાં આવી અને

---

* આ જિનાલય હાલમાં નથી.

સંવત ૧૩૭૧ના મહા સુદ ૧૪ને સોમવારે પુષ્ય નક્ષત્રમાં મિન લગ્ને શુભ મુહુર્તે ધામધૂમપૂર્વક અચલ પ્રતિષ્ઠા કરવામાં આવી. મૂળનાયકની પ્રતિમાજીની પૂજ્ય આચાર્ય ભગવંતે પ્રતિષ્ઠા કરી, મૂળનાયકના ધ્વજાદંડની પ્રતિષ્ઠા આચાર્યદેવની આજ્ઞાથી વાચનાચાર્ય શ્રી નાગેન્દ્રે કરી અને બીજી પ્રતિમાજીઓ વગેરેની બીજા આચાર્યો આદિએ પ્રતિષ્ઠા કરી.

સમરાશાહે પોતાના પિતા, ભાઈઓ વગેરે સાથે મૂલનાયક ભગવંતની ભાવપૂર્વક અષ્ટપ્રકારી પૂજા કરી, નૃત્ય, ગીત-ગાન વગેરેથી ભાવપૂજા કરી. દશ દિવસનો પ્રતિષ્ઠા મહોત્સવ સુંદર રીતે ઉજવાયો. સુબા અલપખાનની સહાયથી જીર્ણોદ્ધાર અને પ્રતિષ્ઠાનું કાર્ય સુંદર રીતે નિર્વિઘ્ને સમાપ્ત થયું.

શ્રી જિનેશ્વર ભગવંતનું ગુણગાન કરનારા ભાટ લોકો વગેરેને સોનું, રૂપુ, રત્ન, ઘોડા, હાથી, વસ્ત્ર વગેરેનું દાન આપ્યું.

કપર્દિયક્ષનું પણ વિધિપૂર્વક પૂજન કરી રેશમી વસ્ત્ર તથા અલંકારો વગેરે ચઢાવ્યા.

એકવીસ દિવસ સુધી સંઘ રોકાયો હતો. દરરોજ વિવિધ પ્રકારની મીઠાઈ, જાતજાતનાં ખાનપાન વગેરેથી સંઘની ભક્તિ કરી હતી અને સૌને સંતોષ પમાડ્યો હતો.

મહોત્સવમાં ૫૦૦ તો પદસ્થ આચાર્યો, ઉપાધ્યાયો, વાચનાચાર્યો, બે હજાર ઉપરાંત મુનિવરો, ઘણા સાધ્વીજી મહારાજો પધાર્યાં હતાં, શ્રાવક-શ્રાવિકાંનો તો હિસાબ નહતો.

મહારાષ્ટ્ર, ચીન, તિલંગ આદિ દેશોમાંથી બારીક અને સુંદર વસ્ત્રો કાંબળ વગેરે મુનિ મહારાજો તથા સાધ્વીજી

મહારાજોને યોગ્યતાપૂર્વક વહોરાવીને લાભ લીધો હતો તથા સાધર્મિક ભક્તિમાં પણ કોઇ ઉણપ રાખી ન હતી.

એક હજાર ગવૈયાને ઘોડા, સોનું, વસ્ત્ર વગેરે ઇચ્છિત દ્રવ્ય આપ્યું હતું.

સંઘ સિદ્ધાચળજીથી નીકળી, ગિરનારજી, પ્રભાસપાટણ વગેરે તીર્થોની યાત્રા કરી પાટણ આવ્યો ત્યારે પાટણના સંઘે સમરાશાહનો મહોત્સવપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો હતો. સમરાશાહે આખા પાટણ શહેરનું સ્વામિવાત્સલ્ય કર્યું.

તીર્થના ઉદ્ધારમાં સમરાશાહે ૨૭ લાખ ૭૦ હજાર દ્રવ્યનો વ્યય કર્યો હતો.

બીજી વખત ગુરુમહારાજ, સાત સંઘપતિઓ અને બે હજાર માણસો સાથે સં. ૧૩૭૫ માં સર્વ તીર્થનો સંઘ કાઢયો હતો. તે વખતે સૌરાષ્ટ્રમાં મુસલમાન સૈનિકોએ પકડેલા બધા માણસોને છોડાવ્યા હતા. સંઘમાં ૧૧ લાખ દ્રવ્ય વાપર્યું હતું.

દિલ્હીની ગાદીએ ગ્યાસુદ્દીન આવ્યો. સમરાશાએ દક્ષિણ દેશમાં તોફાનો વગેરે સમાવી બાદશાહની આણ વરતાવી હતી. સમરાશાના ગુણોથી રંજીત થઇને ગ્યાસુદ્દીન બાદશાહે સમરાશાને તેલંગ દેશનો અધિપતિ બનાવેલ અને કોઇપણ કર નહિ ભરવાનો આદેશ આપ્યો હતો.

સમરાશા અધિપતિ બન્યા પછી તુર્ક લોકોના કેદી તરીકે પકડાયેલા અગીઆર લાખ મનુષ્યોને છોડાવ્યા. અનેક રાજાઓ, રાણાઓ અને વેપારીઓ ઉપર ઘણો ઉપકાર કર્યો હતો.

સુલતાનના કેદી થયેલા પાંડુદેશના વીરવલ્લભ નામના રાજાને પણ મુક્ત કરાવ્યા હતા. સર્વ દેશમાંથી આવેલા શ્રાવકોને વસાવ્યા હતા. અનેક શ્રી જિનમંદિરો બંધાવ્યાં હતાં. આ રીતે જીવનમાં ઘણાં સત્કાર્યોમાં પોતાની મળેલ લક્ષ્મીનો સદ્વ્યય કર્યો હતો. અંતે ધર્મનું આરાધન કરતાં તેઓ સમાધિપૂર્વક મૃત્યુ પામી સ્વર્ગલોકમાં ગયા.

મહાવિસમ કાળમાં પણ તેમણે તીર્થનો ઉદ્ધાર કરાવ્યો તે તેમનામાં રહેલી શાસન ધગશની ખાસ વિશેષતા તરી આવે છે.

## (૪) સોળસો ઉદ્ધાર કરમાશાનો ( સં. ૧૫૮૭ )

મેવાડ દેશમાં ચિતોડ નગરમાં સંગ્રામસિંહ મહારાણા હતા. તે બળવાન હતા, તેમની પાસે ત્રણ લાખ તો અશ્વો હતા, જેવા બળવાન હતા તેવા ગુણવાન, ધૈર્યવાન, દયાળુ હતા. તેમની વિભૂતિ જોઈને લોકો તેમને ચક્રવર્તિ સમાન માનતા હતા.

તે નગરીમાં ઓશવાલ વંશના જૈનધર્મી આમરાજા થઇ ગયા હતા, તેમના વંશમાં રામદેવ પછી તેમના પુત્ર લક્ષ્મીસિંહ, તેમના પુત્ર ભુવનપાલ, તેમના પુત્ર ભોજરાજ, તેમના પુત્ર ઠક્કરસિંહ, તેમના પુત્ર નરસિંહ અને તેમના પુત્ર તોલાશા તે વખતે ચિતોડમાં વસતા હતા.

સંગ્રામસિંહ મહારાણાને તોલાશા ઘણા પ્રિય હતા. તેઓ પોતાનું પ્રધાનપણું તોલાશાને આપવા માંગતા હતા,

પણ તોલાશાહ પ્રધાનપણું લેવા તૈયાર ન થયા તેથી રાણાએ શ્રેષ્ઠિપદ આપ્યું.

તોલાશા ન્યાયી, વિનયી, જ્ઞાની, ધનવાન અને સ્વમાની હતા. તેમને લીલુ નામની પત્ની હતી, તેનાથી તેમને પાંચ પુત્રો હતા. રત્નાશા, પોમાશા, દશરથ, ભોજ અને કરમાશા પાંચે ભાઈઓ બળવાન અને પરાક્રમી હતા. તેમાં સૌથી નાના કરમાશા બધા કરતાં બુદ્ધિ, બળ, સૌંદર્ય, ગંભીરતા, ઉદારતા વગેરેમાં વિશેષ ગુણવાળા હતા, તેથી કરમાશાની ખ્યાતિ વિશેષ હતી.

એક વખત શ્રી ધર્મરત્નસૂરિજી મહારાજની નિશ્રામાં નીકળેલો ધનરાજનો સંઘ તીર્થો વગેરેની યાત્રા કરતો ચિતોડ આવ્યો ત્યારે સંગ્રામસિંહ રાણા, તોલાશા શ્રેષ્ઠિ વગેરેએ સંઘનું સુંદર સામૈયું કરી સન્માન કર્યું.

પુત્રો વગેરેના પરિવાર સાથે તોલાશા ગુરુમહારાજની ધર્મદેશના સાંભળે છે. એક વખતે સમય જોઈને તોલાશાએ આચાર્ય મહારાજને પ્રશ્ન કર્યો કે ‘ મેં* જે કાર્ય વિચાર્યું છે તે કાર્ય સફળ થશે કે નહિ ? ’

---

* મંત્રી વસ્તુપાલ શત્રુંજય તીર્થ ઉપર સંઘ લઈને આવ્યા હતા. મૂળનાયક ભગવંતનો સ્નાત્રમહોત્સવ ચાલી રહ્યો હતો, તે વખતે બીજા અનેક શહેરોના સંઘો આવેલા હતા. તેથી માણસોની ભીડ ઘણી હતી. અભિષેકમાં પણ ઘણા માણસોની ઠઠ જામી પડી. બધા અભિષેક કરવા માટે પડાપડી કરવા લાગ્યા. માણસોની પડાપડી જોઈને પૂજારીને તે વખતે વિચાર આવ્યો કે, ‘ આ ધમાધમમાં કળશ આદિની ભગવંતના અંગને જો ઠોકર લાગશે તો ભગવંતની પ્રતિમા ખંડિત થઈ જશે. ’ આમ વિચાર કરી ભગવંતની

શ્રી ધર્મરત્નસૂરિજી મહારાજને જ્યોતિષ સંબંધી વિશેષ જ્ઞાન હતું, તેથી પોતાના જ્ઞાનનો ઉપયોગ કરી પ્રશ્નકુંડલી

મૂર્તિને કંઈ નુકશાન ન થાય તે માટે પૂજારીએ મૂર્તિ ઉપર ફુલનો ઢગલો કર્યો.

વસ્તુપાલ મંત્રી રંગમંડપમાં બેઠા હતા. તેમણે આ દ્રશ્ય જોયું અને પૂજારીનો ભાવ સમજી ગયા.

દીર્ઘદર્શી વસ્તુપાલ તે પછી મોજુદીન બાદશાહની આજ્ઞા મેળવી તેમના તાબાની ખાણમાંથી સુંદર આરસની પાંચ શિલાઓ મગાવી (એક મૂલનાયક ભગવતની મૂર્તિ માટે, બીજી પુંડરીકસ્વામિજીની મૂર્તિ માટે, ત્રીજી કપર્દિયક્ષની મૂર્તિ માટે, ચોથી ચક્રેશ્વરીદેવીની મૂર્તિ માટે અને પાંચમી તેજલપુર પ્રાસાદમાં શ્રી પાર્શ્વનાથની મૂર્તિ માટે) પાચે શિલાઓ ઘણી મુશ્કેલીથી સિદ્ધાચળજી ઉપર ચઢાવવામા આવી. તેમાથી મોટી બે શિલાઓ ભોંયરામાં મુકાવી કેમકે 'કોઇ કારણસર મૂળનાયક ભગવંતની મૂર્તિ ખંન્તિ થઇ જાય કે મ્લેચ્છ આદિ કોઇ નુકશાન પહોંચાડે તો તુરત આ શિલામાંથી નવી પ્રતિમા બનાવીને તુરત પ્રતિષ્ઠા કરાવાય.'

સંવત ૧૨૯૮ માં વસ્તુપાલનો સ્વર્ગવાસ થયો. તે પછી થોડા વર્ષો બાદ સં. ૧૩૬૯ માં મ્લેચ્છ લોકોએ શ્રી જાવડશાએ પધરાવેલી શ્રી આદિનાથ ભગવાનની મૂર્તિ તથા બીજી ઘણી મૂર્તિઓ અને મંદિરો ખંડિત કરી નાખ્યા હતાં, તેનો ઉદ્ધાર સમરાશાએ સં. ૧૩૭૧ માં કરાવ્યો હતો ત્યારે સંઘની આજ્ઞાથી આરસની ખાણમાંથી નવી શિલા લાવીને પ્રતિમાજી ભરાવવામાં આવ્યા હતાં અને પ્રતિષ્ઠા કરાવી હતી. વસ્તુપાલે લાવેલી શિલા એમને એમ ભોંયરામાં પડી રહી હતી. સમરાશાએ પધરાવેલી મૂર્તિ પણ કેટલાક વર્ષ બાદ મ્લેચ્છોએ હુમલો કરીને ખંડિત કરી નાખી, છતાં ત્યાર બાદ તે ખંડિત થયેલી ભગવાનની પ્રતિમાજી પૂજાતા હતાં, તોલાશા

માંડી અને બધી ગણતરી વગેરે કરીને તોલાશાને કહ્યું, કે 'હે સજ્જન શિરોમણી! તમારા ચિત્તમાં શ્રી શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરવાનો મનોરથ છે, પરંતુ તમોએ એ મનોરથ જે કર્યો છે તે તમારા સૌથી નાના પુત્ર કરમાશાથી પૂર્ણ થશે. અર્થાત્ શ્રી શત્રુંજય મહાતીર્થનો સોળમો ઉદ્ધાર તમારો નાનો પુત્ર કરમાશા કરાવશે. સમરાશાએ ઉદ્ધાર કરાવ્યો, તેની પ્રતિષ્ઠા મારા પૂર્વજ આચાર્ય ભગવંતે કરાવી હતી તેમ હવેના સોળમા ઉદ્ધારની પ્રતિષ્ઠા મારા શિષ્યના હાથે થશે.'

આચાર્ય ભગવંતે કહેલ સાંભળી તોલાશાને હર્ષ અને ખેદ સાથે થયાં. પોતાનો પુત્ર તીર્થનો જીર્ણોદ્ધાર કરાવશે તેથી હર્ષ, જ્યારે પોતે તીર્થનો ઉદ્ધાર નહિ કરાવી શકવા બદલ ખેદ થયો.

આ વખતે કરમાશા કુમાર અવસ્થામાં હતા. તેમણે આ વાત સાંભળી ગુરૂમહારાજના વચનને સફળ કરવાનો મનોરથ નક્કી કર્યો.

શ્રી ધર્મરત્નસૂરિજી મહારાજ સંઘ સાથે આગળ વિહાર

---

વખને પણ તે ખંડિત પ્રતિમાજીનું જ પૂજન થતું હતું.

'વસ્તુપાલની લાવેલી બે શિલાઓ ભોંયરામાં પડેલી છે.' આ વાત પણ પ્રચલિત હતી. આથી તોલાશાને મનમાં વિચાર આવેલો કે 'ભોંયરામાં રહેલી શિલામાંથી ભગવંતની પ્રતિમાજી ભરાવી તીર્થનો જીર્ણોદ્ધાર કરાવાય અને ખંડિત પ્રતિમાજીના સ્થાને પ્રતિષ્ઠા કરાવાય તો સારૂં.' તેમના મનનો ધારેલો આ પ્રશ્ન હતો.

કરવા તૈયાર થયા ત્યારે તોલાશાની વિનંતિથી પોતાના શિષ્ય ઉપાધ્યાય વિનયમંડન ગણિને ચિતોડમાં રોક્યા.

ઉપાધ્યાય મહારાજ પાસે તોલાશાના પાંચે પુત્રો ધર્મનો અભ્યાસ કરવા લાગ્યા, તેમાં ભવિષ્યમાં તીર્થ ઉદ્ધારનું મહાન કાર્ય કરનાર કરમાશા ઉપર ઉપાધ્યાય મહારાજનો અધિક સ્નેહ હતો.

એક વખતે કરમાશાએ ગુરુમહારાજને કહ્યું કે 'ગુરુદેવ ! આપશ્રીના ગુરુમહારાજનું વચન સિદ્ધ કરવા માટે આપશ્રીએ મારા સહાયક થવું પડશે.'

ઉપાધ્યાય મહારાજે હસીને કહ્યું કે 'ભાગ્યવાન્ ! આવા ઉત્તમ કાર્યમાં સહાય થવાનું કોણ ન ઇચ્છે ?'

એક સારા દિવસે ઉપાધ્યાય મહારાજે કરમાશાને 'ચિંતામણિ મહામંત્ર' આરાધનાની વિધિ સાથે આપ્યો અને તીર્થોદ્ધાર કરવાના કાર્યમાં ઉદ્યમશીલ રહેવાનો ઉપદેશ આપી ગુરુમહારાજ વિહાર કરી ગયા.

તોલાશાનું આયુષ્ય પૂર્ણ થયે તોલાશા સમાધિપૂર્વક મૃત્યુ પામ્યા. પાંચ પુત્રો વગેરેને ખૂબ આઘાત લાગ્યો. 'દુઃખનું ઓસડ દિવસો' એ ન્યાયે પિતાના મૃત્યુનો શોક વિસરાઈ ગયો અને સૌ સૌનું કામ કરવામાં લાગી ગયા.

કરમાશાને બે પત્નીઓ હતી, પહેલી કપૂરદેવી અને બીજી કમલાદેવી કપૂરદેવીને કોઇ સંતાન ન હતું, જ્યારે કમલાદેવીને ભીમજી નામનો પુત્ર અને શોભા, સોના, મન્ના, પન્ના નામે ચાર પુત્રીઓ હતી.

કરમાશા કાપડ આદિનો વહેપાર કરતા અને તેમાં દિન-પ્રતિદિન ઉન્નતિ પામવા લાગ્યા. બીજા ભાઇઓ પણ જુદો-જુદો વહેપાર કરતા.

કરમાશા ધર્મ આરાધનામાં સવાર-સાંજ પ્રતિક્રમણ, ત્રિકાળ દેવપૂજા, મધ્યાહ્ન વખતે અષ્ટપ્રકારી પૂજા, અનુકંપા-દાન, સાધર્મિક ભક્તિ નિયમિત કરતા. પર્વના દિવસોમાં પૌષધ વગેરે કરતા. વેપારમાં ધર્મ અને નીતિ ચૂકતા નહિ. દાનાદિ કાર્યો પણ નિરંતર કરતા.

પુણ્યયોગે કરમાશા થોડા વર્ષોમાં કરોડો રૂપિયાના માલિક બન્યા. હજારો કુટુંબોને સહાય કરી સુખી બનાવ્યા. યાચકોને વિષે કલ્પવૃક્ષ સમાન ઇચ્છિત દાન આપનારા બન્યા.

ચાવડા વંશમાં પ્રસિદ્ધ રાજા વનરાજે વિ. સં. ૮૦૨માં પાટણ વસાવી ગુજરાતની રાજધાની કરી હતી, ત્યારબાદ પાટણની ગાદીએ યોગરાજ, ક્ષેમરાજ, ભૂયડ, વજ્ર, રત્નાદિત્ય અને સામંતસિંહ એમ છ રાજાઓ ચાવડા વંશના થયા. ત્યારબાદ મૂલરાજ, ચામુંડરાજ, વલ્લભરાજ, દુર્લભરાજ, ભીમ-રાજ, કર્ણરાજ, સિદ્ધરાજ, કુમારપાળ, અજયપાળ, લઘુ મૂલ-રાજ અને ભીમરાજ એમ અગીઆર ચૌલુક્ય ( સોલંકી ) વંશના રાજાઓ થયા અને પછી પાટણની ગાદી ઉપર વીર-ધવલ, વીસલ, અર્જુનદેવ, સારંગદેવ અને કરણઘેલો એમ પાંચ વાઘેલા વંશના રાજાઓનું રાજ્ય રહ્યું.

સંવત ૧૩૫૭ માં અલ્લાઉદ્દીનના સૈન્યે કર્ણરાજા (કરણ-ઘેલા)ને હરાવીને પાટણ ઉપર પોતાનો અધિકાર જમાવ્યો હતો. અલ્લાઉદ્દીન દિલ્હીની ગાદીએ સં. ૧૩૫૪ માં બેઠો

હતો. ગુજરાતથી લાહોર સુધીનો અને બીજો ઘણો પ્રદેશ કબજે કર્યો હતો.

પીરોજશાહના સમયમાં ગુજરાત સ્વતંત્ર થયું અને ગુજરાતની જુદી બાદશાહી શરૂ થઇ હતી. સં. ૧૪૩૦ માં ગુજરાતનો પ્રથમ બાદશાહ મુજફ્ફર હાકીમ થયો, તેના મૃત્યુ બાદ સં. ૧૪૫૪ માં અહમદશાહ ગુજરાતની ગાદી ઉપર બેઠો. તેણે સં. ૧૪૬૮ માં સાબરમતી નદીના કાંઠે જ્યાં પ્રાચીન કર્ણાવતી નગરી વસેલી હતી, ત્યાં પોતાના નામનું અહમદાબાદ ( અમદાવાદ ) શહેર વસાવ્યું અને પાટણને બદલે અહમદાબાદમાં પોતાની રાજધાની સ્થાપી. તે પછી ગુજરાતની ગાદીએ મહમદશાહ, કુતુબુદ્દીન, મહમુદ બેગડો અને તે પછી મુજફ્ફર બીજા બાદશાહો થયા.

મુજફ્ફરખાનને ઘણા પુત્રો હતા. તેમાં સિકંદર બધાથી મોટો પુત્ર હતો અને તેનો નાનો ભાઇ બહાદુરખાન હતો, તે કોઈ કારણસર નારાજ થઇને થોડા નોકરો સાથે અમદાવાદથી નીકળી ગયો અને ફરતો ફરતો ચિતોડ આવ્યો ત્યાં મહારાણાએ તેનો યથોચિત સત્કાર કર્યો.

કરમાશા કાપડનો વહેપાર કરતા હતા. બંગાલ અને ચીન વગેરે દેશ-વિદેશોથી કરોડો રૂપીયાનો માલ મંગાવતા અને વેચતા હતા. આથી તેમને અપરિમિત દ્રવ્યની પ્રાપ્તિ થઇ હતી. શાહજાદા બહાદુરખાને પણ કરમાશાની દુકાનેથી ઘણું કાપડ ખરીદ્યું તેથી કરમાશાને શાહજાદાની સાથે સારી મિત્રતા થઇ ગઈ.

એક દિવસ રાત્રિમાં કરમાશા ઉંઘતા હતા ત્યારે સ્વપ્નામાં ગોત્રદેવીએ આવીને કહ્યું, કે 'આ શાહજાદાથી તારી ઇષ્ટ સિદ્ધિ થશે.'

બીજે દિવસથી કરમાશા, શાહજાદાનું ખૂબ સંભાળપૂર્વક ખાનપાન, મીઠાં વચનો વગેરેથી સન્માન કરવા લાગ્યા.

બહાદુરખાન પાસેથી બધી રકમ જ્યારે ખર્ચાઇ ગઇ, ત્યારે કરમાશાએ એક લાખ રૂપીયા કોઇપણ જાતની શરત કે લખાણ કર્યા વગર આપ્યા. આથી શાહજાદો ખૂબ પ્રસન્ન થઇ ગયો અને કહ્યું, કે 'હે ઉત્તમ મિત્ર! જીંદગી સુધી આ તારો ઉપકાર ભૂલી શકું તેમ નથી' અર્થાત્ જીંદગી સુધી તારો ઉપકાર ભૂલીશ નહિ.

કરમાશાએ કહ્યું, કે 'આપ આવું ન બોલો. આપ તો અમારા માલિક છો અને અમે આપના સેવક છીએ. કેવળ એટલી અરજ છે કે કોઇ કોઇ વખત આ સેવકને યાદ કરજો અને આપને રાજ્ય મળે ત્યારે શ્રી શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરવાની મારી પ્રબળ ઉત્કંઠા છે તે પૂરી કરવા દેજો.'

શાહજાદાએ વચન આપ્યું, કે 'જરૂર તારી ઇચ્છા હું પૂર્ણ કરીશ, અને જે કોઇ સહાયની જરૂર હશે તે હું પૂરી પાડીશ.' એમ કહી અનુમતિ લઇ ત્યાંથી નીકળી ગયો.

આ બાજુ ગુજરાતમાં મુજફ્ફરખાનનું મૃત્યુ થયું. તેની જગ્યાએ સિકંદર બેઠો, તે નીતિવાન હતો પરંતુ દુર્જનોએ તેને થોડા જ દિવસોમાં મારી નાખ્યો. આ સમાચાર જ્યારે બહાદુરખાને સાંભળ્યા ત્યારે તે એકદમ ગુજરાત તરફ આવ્યો

અને ચાંપાનેર પહોંચ્યો ત્યાં ઈમાદુમુલ્કને પકડીને મારી નાખ્યો. ચાંપાનેરની ગાદી ઉપર વિ. સં. ૧૫૮૩ ભાદરવા સુદ ૨ ગુરૂવારને દિવસે તેનો રાજ્યાભિષેક થયો અને બહાદુરશાહ નામ ધારણ કરી તે ગાદી ઉપર બેઠો.

રાજ્ય ગાદી ઉપર આવીને બહાદુરશાહે સ્વામીદ્રોહી, દુર્જનો, ઉદ્ધત માણસો વગેરેને કડક શિક્ષા કરી. કોઇને જેલમાં પૂર્યા તો કોઈને મારી નાખ્યા, કોઇને દેશનિકાલ કર્યા તો કોઇને પદભ્રષ્ટ કર્યા, કોઈની માલમીલ્કત જપ્ત કરી, જે જે માણસોએ અનાદર કર્યો હતો તેઓને પણ શિક્ષા કરી. આથી નાના-નાના રાજાઓએ આવીને ભેટ ધરી તેની આજ્ઞાનો સ્વીકાર કર્યો.

પૂર્વાવસ્થામાં જે જે માણસોએ ઉપકાર કર્યો હતો તે સૌને બોલાવી બોલાવીને ઉચિત સત્કાર કર્યો. કરમાશાને બોલાવવા માટે ખાસ માણસને ચિતોડ મોકલ્યો.

કરમાશા પણ કિંમતી ભેટણું લઇને રાજ્યસભામાં આવી પહોંચ્યા. કરમાશાને જોતાં બહાદુરશાહ સિંહાસન ઉપરથી ઉભા થઇ ગયા, સામે જઇને ભેટી પડયા. પછી પોતાની પાસે કરમાશાને બેસાડયા અને સભા સમક્ષ કરમાશાએ નિષ્કારણ કરેલ પરોપકારની ખૂબ પ્રશંસા કરી અને બોલ્યા કે 'આ મારા પરમ મિત્ર છે, જે સમયમાં મારી ખરાબ દશાએ મને ઘણો જ તંગ કર્યો હતો ત્યારે આ દયાળુએ તેનાથી મને મુક્ત કર્યો હતો અને મને બચાવેલ.

બાદશાહના મુખે પોતાની પ્રશંસા સાંભળતાં કરમાશાએ

બાદશાહના મુખ ઉપર એકદમ પોતાનો હાથ દબાવી આગળ બોલતાં રોકીને કહ્યું કે ' હે શહેનશાહ ! આટલો બધો બોજો મારા ઉપર ન નાખો; હું આ બોજો ઉપાડી શકું એમ નથી, હું તો માત્ર આપનો એક સેવક છું. મેં કોઇ એવું કાર્ય કર્યું નથી કે જેથી આપ મારી આટલી બધી પ્રશંસા કરો છો ? ' આ પ્રમાણે મિત્રતા પૂર્ણ બોલાયા પછી બાદશાહે કરમાશાને પોતાની પાસે રાખ્યા. તેમને રહેવા માટે શાહી મહેલનો એક સુંદર ભાગ આપ્યો અને સારસંભાળનો સર્વ બંદોબસ્ત કરી દીધો.

**કરમાશા** દેવગુરુના દર્શનાર્થે ઠાઠમાઠથી દહેરાસર અને ઉપાશ્રયમાં ગયા, દર્શન-પૂજન કર્યું. વિવિધ પ્રકારનાં વસ્ત્ર, આભૂષણ અને મિષ્ટાન્ન વગેરે યાચકોને આપ્યું. તે વખતે **ચાંપાનેરમાં શ્રી સોમધીર ગણિ** નામના વિદ્વાન યતિ બિરાજમાન હતા. તેમની પાસે કરમાશા હંમેશાં વ્યાખ્યાન સાંભળતા અને પ્રતિક્રમણાદિ ધર્મક્રિયાઓ કરવા માટે જતા. આ પ્રમાણે સતત પૂજા પ્રભાવના અને સાધર્મિકભક્તિ કરતાં બાદશાહની પાસે રહેવા લાગ્યા.

કેટલાક દિવસ બાદ **શ્રી વિદ્યામંડનસૂરિ** અને **શ્રી વિનયમંડન પાઠકને** કરમાશાએ પોતાનું આગમન અને બાદશાહની મુલાકાત વગેરેને જણાવનારો પત્ર લખ્યો.

બાદશાહે ચિતોડમાં કરમાશા પાસેથી જેટલું દ્રવ્ય લીધું હતું તે બધું દ્રવ્ય કરમાશાને પાછું આપ્યું.

એક દિવસે બાદશાહે ખુશ થઈને કરમાશાને કહ્યું, કે

'હે મિત્રવર! હું તમારૂં શું ઇષ્ટ કરૂં? મારૂં દિલ ખુશ કરવા માટે મારા રાજ્યમાંથી તમને જે દેશ વગેરે પસંદ પડે તેનો સ્વીકાર કર.'

કરમાશાએ કહ્યું, કે 'આપની કૃપાથી મારી પાસે બધું છે, મારે કોઇ વસ્તુ જોઇતી નથી, પરંતુ મારી એક ઇચ્છા છે કે 'શત્રુંજય પર્વત ઉપર મારી કુલદેવીને સ્થાપન કરવાનો મારે નિયમ છે, તેને માટે મેં કેટલીક કઠણ પ્રતિજ્ઞા કરેલી છે, તે વાત મેં આપને ચિત્તોડમાં કરી હતી અને વિદેશ જતી વખતે પણ તે વાત મેં કરી હતી. આપે તે વખતે વચન પણ આપ્યું હતું. એ વચન પાલન કરવાનો હવે સમય આવી ગયો છે, માટે તે કરવાની મને આજ્ઞા આપો.'

આ સાંભળીને બાદશાહે કહ્યું, કે 'હે શાહ! તમારી જે ઇચ્છા હોય તે નિઃશંક થઇને પૂર્ણ કરો, તે માટે હું તમને ફરમાન લખી આપું છું જેથી તમારા કાર્યમાં કોઇ પણ માણસ કોઇ પણ જાતનું વિઘ્ન કે અટકાયત કરી શકશે નહિ.' આમ કહીને તુરત બાદશાહે શાહી ફરમાન લખી આપ્યું તે ફરમાન લઈને સારા મુહૂર્તે કરમાશાએ ત્યાંથી (ચાંપનેરથી) પ્રયાણ કર્યું. તે વખતે સારૂયે વાતાવરણ વાજીંત્રના ઘોષથી ગાજી ઉઠયું, પ્રયાણમાં શુકનો પણ સારા થવા લાગ્યા. તે જોઇને કરમાશાને ખૂબ આનંદ થયો.

રસ્તામાં ભાટ-ચારણ વગેરે તેમના યશોગાન કરતા હતા. તેમને ધન વગેરે છુટથી દાનમાં આપતા હતા. અનેક સાધર્મિકો સાથે રથમાં આરૂઢ થઇ ક્રમસર શત્રુંજય તરફ આગળ જવા લાગ્યા.

માર્ગમાં જ્યાં જ્યાં જિનમંદિર આવે ત્યાં સ્નાત્ર-મહોત્સવ અને ધ્વજારોપણ કરતા. ઉપાશ્રયમાં જૈન સાધુ હોય તો દર્શન-વંદન કરતા તથા વસ્ત્ર-પાત્રાદિનો લાભ લેતા.

રસ્તામાં દીન-અનાથ વગેરેને દાન વગેરે આપતા, માછીમારો મળે તેને મોં માંગ્યું ધન આપી જીવહિંસા છોડાવતા ખંભાત આવ્યા. ખંભાત સંઘે કરમાશાનું ભવ્ય સ્વાગત કર્યું, સંઘ વગેરે સાથે શ્રી સ્થંભન પાર્શ્વનાથ તથા શ્રી સીમંધરસ્વામિ મંદિરે દર્શનાદિ કરી ઉપાશ્રયમાં આવ્યા. શ્રી વિનયમંડન પાઠકને હર્ષપૂર્વક વંદના કરી સુખશાતા પૂછી અને બધી વાત કરી.

પાઠકવરે કહ્યું, કે 'કરમાશા ! હવે શું કરવું તે તમો સારી રીતે જાણો છો. અમારે તો એટલું જ કહેવું છે કે સારા કામમાં વિલંબ કરવો નહિ, અવસરે અમારૂં કર્તવ્ય પણ અમે બજાવશું, શુભ કાર્યમાં કોણ ઉપેક્ષા કરે ?'

પછી સંઘે શ્રી ગુરુમહારાજને વંદન કરી ખંભાતથી નીકળી પાંચ છ દિવસોમાં તો બધા સિદ્ધાચલજી આવી પહોંચ્યા, ગિરિરાજને સોના-ચાંદીના ફુલડે, પુષ્પો અને શ્રીફળ વગેરેથી વધાવ્યા, યાચકવર્ગને દાન આપી ખુશ કર્યા.

માણસો, કારીગરો વગેરેને ઉપર જવા-આવવામાં સુગમતા રહે એટલે સિદ્ધગિરિજીની તલાટી આથપર મુકામ કર્યો.

કેટલાક સમય પછી શ્રી વિનયમંડન પાઠક, સાધ્વીજી મહારાજો આદિ ઘણા પરિવાર સાથે પાલીતાણા પધાર્યા.

કરમાશાએ ખુબ ઠાઠમાઠથી નગરપ્રવેશ કરાવ્યો. ગુરુમહા-રાજના પધારવાથી ખુબ આનંદ પણ થયો.

ગુરુમહારાજ અને કરમાશાએ પૂજારીને બોલાવીને વસ્તુ-પાલે લાવીને રાખેલી મમ્માણી ખાણની બે શિલાઓ ભોંય-રામાં જે ગુપ્ત રાખેલી તેની માગણી કરી. પૂજારીએ ભોંયરૂં બતાવ્યું અને તેમાંથી શિલાઓ બહાર કાઢીને મૂર્તિ બનાવ-વવાનો પ્રારંભ કરાવ્યો અને પૂજારીને ઇચ્છા કરતાં અધિક દિલખુશ થઇ જાય એટલું ધન આપ્યું.

એક શિલામાંથી શ્રી આદીશ્વર ભગવંત, બીજી શિલા-માંથી શ્રી પુંડરીકસ્વામિજી તથા પોતાના કુટુંબીજનોના શ્રેયાર્થે બીજી ઘણી મૂર્તિઓ વિધિપૂર્વક ઘડાવવાની આજ્ઞા આપી. ગુરુમહારાજે શિલ્પશાસ્ત્રના વિશેષ જાણકાર, વાચક વિવેકમંડન અને પંડિત વિવેકધીર નામના પોતાના બે શિષ્યોને મૂર્તિઓની દેખરેખનું કામ સોંપ્યું, તથા તેમના માટે આહાર-પાણી લાવી વૈયાવચ્ચ કરવા શ્રી ક્ષમાધીર આદિ મુનિઓને રાખ્યા. બાકીના બીજા મુનિવરો વગેરે ઉદ્ધાર નિર્વિઘ્ને સારી રીતે પૂર્ણ થાય તે માટે છઠ્ઠ–અઠ્ઠમ, આયંબિલ આદિ તપશ્ચર્યા કરવા લાગ્યા.

શ્રી રત્નસાગર અને શ્રી જયંતમંડન નામના બે મુનિ-વરોએ છ મહિનાનો તપ કર્યો.

વ્યંતર આદિ હલકા દેવોના ઉપદ્રવોની શાંતિ માટે ઉપા-ધ્યાયજી મહારાજે શ્રી સિદ્ધચક્રનું સ્મરણ કર્યું, સાથે સંઘ પણ તપ, જપ, ધ્યાન વગેરે આરાધના કરવા લાગ્યા.

કારીગરો, સલાટ વગેરેને ઉપર જવા–આવવા માટે ડોળીની સગવડ તથા મનોભિષ્ટ ખાવા–પીવા વગેરેની સગવડ કરમાશાએ સારામાં સારી રાખી હતી. ગરમ દૂધ, મિષ્ટાન્ન વગેરે સાત્વિક ખોરાક વગેરે આપતા હતા. સેંકડો કારીગરો, મજુરો વગેરે ઉદ્ધારના કાર્યમાં લાગી ગયા. ઇચ્છા કરતાં પણ અધિક મજુરી વગેરે મળતી હોવાથી સૌ મન દઇને ઉત્સાહથી વધુ કામ કરતા હતા.

આ રીતે થોડા વખતમાં મંદિરોનો જીર્ણોદ્ધાર અને બધી મૂર્તિઓ તૈયાર થઈ ગઇ, એટલે પ્રતિષ્ઠાનું મુહૂર્ત નક્કી કરવા માટે દૂર દૂરના સારા જાણકાર અને વિદ્વાન વાચનાચાર્ય પંડિતો, પાઠકો, આચાર્ય વગેરેને નિમંત્રણ પાઠવીને બોલાવ્યા તથા નિમિત્ત શાસ્ત્રના પારંગત જયોતિષિઓને બોલાવ્યા, બધાએ મળીને બધી જાતનો વિચાર કરી પ્રતિષ્ઠા માટે સંવત ૧૫૮૭ વૈશાખ વદી ૬ રવિવાર શ્રવણ નક્ષત્ર નક્કી કરવામાં આવ્યું.

પ્રતિષ્ઠાનો દિવસ નક્કી થયા બાદ શ્રી વિદ્યામંડનસૂરિજી મહારાજને આમંત્રણ માટે પોતાના ભાઇ રત્નાશાને મોકલ્યા અને કુંકુમ પત્રિકાઓ લખાવીને ચારે દિશામાં અંગ, બંગ, કલિંગ, કાશ્મીર, જાલંધર, માલવા, લાટ, સૌરાષ્ટ્ર, ગુજરાત, મગધ, મેવાડ, કચ્છ વગેરે દરેક દેશોમાં પ્રતિષ્ઠા ઉપર પધારવા માટેનાં આમંત્રણ મોકલાવ્યાં.

પ્રતિષ્ઠાનો દિવસ નજીક આવતાં હજારો માણસો હાથી, ઘોડા, રથ, ગાડાં વગેરેમાં બેસીને આવવા લાગ્યાં. શ્રી વિદ્યા-

મંડનસૂરિજી આદિ સેંકડો આચાર્ય મહારાજો, હજારો સાધુ–સાધ્વીજીઓ સ્થાનિક સંઘની સાથે પ્રયાણ કરી પાલીતાણા પધારતાં કરમાશાએ સૌનો યથાયોગ્ય સામૈયાપૂર્વક પ્રવેશ કરાવી ઉતારા વગેરેની સુંદર સગવડ સાચવી.

આમ પ્રતિષ્ઠાના પ્રસંગ ઉપર લાખો માણસો આવી પહોંચ્યાં. ગિરિરાજની નીચેની વિશાળ જગ્યા પણ સાંકડી થઇ ગઇ, પરંતુ કરમાશાનું નાનું હૃદય અતિ વિસ્તૃત બનતું ગયું. આવેલા સંઘ માટે ભોજનપાણી, નાસ્તો, રહેઠાણ, વસ્ત્ર, ગાદલાં વગેરેનો સુંદર બંદોબસ્ત અગાઉથી રાખવામાં આવ્યો હતો, આથી કોઇને કોઇપણ જાતની મુશ્કેલી પડી નહિ.

નિર્ધનથી માંડી ધનવાન, નાનાથી માંડી વૃદ્ધ પર્યંત સઘળાં જન પૂર્ણપ્રસન્ન હતાં. શોધતાં પણ એવો કોઇ માણસ ન મળે કે જે કરમાશા પ્રત્યે નારાજ હોય.

કરમાશાની પ્રસન્નતા જોઇ યાચક વધુ માંગણી કરતા, જ્યારે કરમાશા તેની માંગણી કરતાં પણ અધિક આપતા હતા આથી તેમનું દાન 'વચોऽतीग' વચનાતીત કહેવાયુ હતું

સ્થાને સ્થાને મોટા મોટા વિશાળ મંડપો બંધાવેલા, તે બધા કિંમતી ચંદરવા, ગાલીચા, તોરણો વગેરેથી સુશોભિત બનાવવામાં આવ્યા હતા. આખું જગત જાણે મહોત્સવ રૂપ ન હોય તેમ જણાતું હતું. મહોત્સવના દિવસો ક્ષણની જેમ પસાર થઈ જવા માંડયા. જળયાત્રાનો મહોત્સવ પણ ભરત મહારાજાના મહોત્સવને યાદ કરાવતો.

પ્રતિષ્ઠા અંગેની બધી વિધિઓ થઇ ગયા બાદ વૈશાખ

વદી ૬ રવિવારે શ્રવણ નક્ષત્રમાં શુભ મુહુર્ત આવતાં શ્રી આદીશ્વર ભગવંત, શ્રી પુંડરિકસ્વામિજીની મંગલકર પ્રતિષ્ઠા કરવામાં આવી અને તે જ સમયે બીજાં મંદિરોમાં પણ મૂર્તિઓની પ્રતિષ્ઠા તથા શિખરો ઉપર કળશ તથા ધ્વજા ચડાવવામાં આવી. મુખ્ય મંદિર ઉપર રત્નજડિત સોનાનો કળશ અને રત્નજડિત સોનાની ધજાદંડ તથા રેશમી ધજા ચઢાવવામાં આવી. તે વખતે સંઘનો હર્ષ એટલો બધો હતો કે તેનું માપ કાઢવું મુશ્કેલ હતું.

**શ્રી આદીશ્વર ભગવંતની મૂર્તિ ઉપરનો લેખ.**

ॐ ॥ संवत् १५८७ वर्षे शाके १४५३ प्रवर्तमाने वैशाख वदि ६ रवौ श्री चित्रकूट वास्तव्य श्री ओशवाल ज्ञातीय वृद्ध-शाखायां दो० नरसिंह सुत दो० तोला भार्या बाई लीलु पुत्र ६ दो० रत्ना भार्या रजमलदे पुत्र श्रीरङ्ग दो० पोमा भार्या पद्मादे द्वि० पटमादे पुत्र माणिक्क हीरा दो० गणा भा० गउरादे द्वि० गारव पु० देवा दो० दशरथ भा० देवलदे द्वि० दूरमदे पुत्र केहला दो० भोजा भा० भावलदे द्वि० हर्षमदे पुत्र श्रीमण्डन भगिनी सुहविदे बंधव श्रीमद्राजसभाशृङ्गाहार सप्तमोद्धारक दो० करमा भा० कपूरादे द्वि० कामलदे पुत्र भीषजी पुत्री बाई सोभा बा० सोना बा० मना बा० पना प्रमुख समस्तकुटुम्ब-श्रेयोर्थं शत्रुञ्जयमुख्यप्रासादोद्धारे श्री आदिनाथबिम्ब प्रतिष्ठा-पितम् । मं० रवी । मं० नरसिंग सानिध्यात् । प्रतिष्ठितं श्रीसूरिभि. । श्री ॥

---

૧– શ્રી કક્કસૂરિ વિરચિત 'નાભિનંદન જિનોદ્ધાર–પ્રબંધમાં' પહેલો ઉદ્ધાર શ્રી ભરતચક્રવર્તિનો, બીજો ઉદ્ધાર સગરચક્રવર્તિનો, ત્રીજો ઉદ્ધાર પાંડવોનો, ચોથો ઉદ્ધાર જાવડીનો, પાંચમો ઉદ્ધાર વાગ્-

### શ્રી પુંડરીકસ્વામિજીની મૂર્તિ ઉપરનો લેખ.

ॐ ॥ संवत १५८७ वर्षे वैशाख वदि ६ श्री ओशवंशे वृद्ध शाखायां दो० तोला भा० बाई लीलू सुत दो रत्ना दो पोमा दो गणा दो दशरथ दो भोजा दो करमा मा० कपूरादे कामलदे पु० भीषजीसहितेन श्री पुण्डरीक विम्बं कारितं ॥ श्री० ॥

પ્રતિષ્ઠા થઇ ગયા બાદ કરમાશાને સંઘપતિનું તિલક કરી ઇન્દ્રમાળા પહેરાવવામાં આવી.

કરમાશાએ આરતી, મંગલ દીવો, છત્ર, ચામર, અલંકારો, ચંદરવા, રથ વગેરે સોના–ચાંદીની બધી સામગ્રી ઘણી સંખ્યામાં મંદિરમાં અર્પણ કરી.

મહોત્સવના દિવસોમાં સવારે સૂર્યોદયથી માંડી સાંજે સૂર્યાસ્ત સુધી ભોજનગ્રહ ખુલ્લું રહેતું. જૈન કે અજૈન સૌ કોઇને ઇચ્છા મુજબ જમાડવામાં આવતા.

કરમાશાનો રસ્તામાં જતાં–આવતાં દાનનો પ્રવાહ ચાલુ જ રહેતો. તેમણે સેંકડો હાથી, ઘોડા, રથો, સુવર્ણ અલંકારોથી શણગારીને અર્થીજનોને દાનમાં આપ્યા.

દરેક કારીગરોને સોનાની જનોઇ, સોનાની મુદ્રિકા, સોનાનો બાજુબંધ, સોનાના કુંડલ અને સોનાના કંકણ તથા કિંમતી અલકારો મજુરી ઉપરાંત આપ્યા. સાધર્મિકોને ઉચિત ધન, વસ્ત્ર અશન, પાન, વાહન આપી મીઠાં વચનોથી સૌનું સન્માન કર્યું. પૂજ્ય આચાર્ય આદિ સઘળાં

ભટ મંત્રીનો, એમ પાંચ ઉદ્ધારોનું વર્ણન કરેલું છે, તે પછી છઠ્ઠો ઉદ્ધાર સમરાશાએ કરાવ્યો, આ હિસાબે આ સાતમો ઉદ્ધાર કરનારા કરમાશાને ગણવા હોય એમ લાગે છે.

સાધુ–સાધ્વીજીઓને કાંબળ, વસ્ત્ર, પુસ્તક વગેરે જરૂરિયાત પ્રમાણે ધર્મોપકરણ વહોરાવીને ભક્તિનો લાભ લીધો.

આ રીતે સૌ કોઈનું સુંદર રીતે સન્માન કરી સૌને પોતપોતાના સ્થાને જવાની રજા આપી.

મૂળનાયક ભગવંતના ક્ષણવાર દર્શન કરવાના સો રૂપીયાનો કર તે વખતે રાજાને આપવો પડતો હતો તે માફ કરાવવા માટે કરમાશાએ રાજાની આગળ સોનાનો ઢગલો કરી રાજાને અર્પણ કર્યો. ત્યારથી રાજાએ કર લેવાનો બંધ કર્યો.

કરમાશાએ શ્રી શત્રુંજય તીર્થના ઉદ્ધાર કરવા પાછળ અઢળક દ્રવ્યનો સદ્વ્યય કર્યો હતો. ઉદ્ધારમાં સવા કરોડ દ્રવ્યનો વ્યય કર્યો અને પ્રતિષ્ઠા વગેરેનો ખર્ચ તો જુદો, કેવી ઉદારતા અને પ્રભુ પ્રત્યે કેવી પ્રેમ–ભક્તિ હશે ? આ રીતે ઉદ્ધાર માટેના ખર્ચમાં તેમણે પાછું વાળીને જોયુ નહિ. ધન્ય હો આવા ધર્મવીરોને.

હાલમાં ગિરિરાજ ઉપર જે મૂર્તિ બિરાજમાન છે તે કરમાશાએ પ્રતિષ્ઠિત કરેલી છે અને મંત્રી વસ્તુપાલે મંગાવી રાખેલી જે આરસની શિલા હતી તેમાંથી મૂર્તિ બનેલી છે. હાલમાં દર વરસે વૈશાખ વદ ૬ ના દિવસે મૂળનાયક ભગવંત આદિનાં શિખરો ઉપર ધજા ચઢાવવામાં આવે છે અને સ્વામિવાત્સલ્ય થાય છે.

આ પ્રમાણે પાંચમા આરામાં મોટા ઉદ્ધારોમાંનો આ ચોથો ઉદ્ધાર છે. નાના–નાના તો સેંકડો ઉદ્ધારો આ તીર્થ ઉપર થઇ ગયા છે અને હજુ થશે. છેલ્લો ઉદ્ધાર આચાર્ય

શ્રી દુપ્પસહસૂરિજીના ઉપદેશથી વિમલવાહન રાજા કરાવશે.

આજે જે મૂર્તિ પ્રતિષ્ઠિત છે તે કરમાશાએ બેસાડેલી છે. હાલમાં મૂલનાયક ભગવંતનું જે મંદિર છે, તે બાહડ-મંત્રીએ કરાવેલ છે. તેમાં નુકશાન પહોંચેલા ભાગોનો જીર્ણો-દ્ધાર થતો રહ્યો છે. દર વરસે વૈશાખ વદ ૬ ના દિવસે વરસ-ગાંઠ ઉજવાય છે.

આ અવસર્પિણીમાં છેલ્લો ઉદ્ધાર શ્રી દુપ્પસહસૂરિના ઉપદેશથી વિમલવાહન રાજા કરાવશે.

—*—

## (૮) ગિરિરાજ ઉપર મોક્ષે ગયેલાનાં કેટલાક નામો.

| | | |
|---|---|---|
| શ્રી પુંડરીક ગણધર | ૫ ક્રોડ સાથે | ચૈત્ર સુદ ૧૫ |
| દ્રાવિડ અને વારિખિલજી | ૧૦ ,, | કાર્તિક સુદ ૧૫ |
| શામ્બ અને પ્રદ્યુમ્ન | ૮ ક્રોડ ૫૦ લાખ સાથે | ફાગણ સુદ ૧૩ |
| પાંચ પાંડવો | ૨૦ ,, સાથે | આસો સુદ ૧૫ |
| નમિ અને વિનમિ | ૨ ,, ,, | ફાગણ સુદ ૧૦ |
| નારદજી | ૯૧ લાખ ,, | |
| રામ અને ભરત | ૩ ક્રોડ ,, | |
| ભરત | ૧ હજાર ,, | |
| સોમયશા | ૧૩ ક્રોડ ,, | |
| વસુદેવની પત્ની | ૩૫ હજાર ,, | |

શ્રી શાંતિનાથ પ્રભુના ચોમાસામાં ૧,૫૨,૫૫,૭૭૭

| | |
|---|---|
| સાગર મુનિ | ૧ ક્રોડ સાથે |
| ભરત મુનિ | ૫ ક્રોડ સાથે |

અજિતસેન ૧૭ ક્રોડ સાથે.
શ્રી અજિતનાથ પ્રભુના ૧૦ હજાર સાધુ ચૈત્ર સુદ ૧૫
શ્રી શાંતિનાથ ૧૦ હજાર સાધુ સાથે
શ્રી સારમુનિ ૧ ક્રોડ સાથે
વૈદર્ભી ૪૪૦૦ ,, ,,
આદિત્યયશા ૧ લાખ ,,
બાહુબલીના પુત્રો ૧૦૦૮ ,,
દમિતારી ૧૪ હજાર સાથે
થાવચ્ચાપુત્ર ૧ ,, ,,
શુક પરિવ્રાજક ૧ ,, ,,
થાવચ્ચા ગણધર ૧ ,, ,,
કાલિક ૧ ,, ,,
કદમ્બ ગણધર ૧ ક્રોડ ,,
સુભદ્ર મુનિ ૭૦૦ ,,
સેલકાચાર્ય ૫૦૦ ,,

આ સિવાય ભરતના પુત્ર બ્રહ્મર્ષિ, ચાર પુત્ર સાથે શાંતનુ રાજા, ચંદ્રશેખર રાજા, ઋષભસેન જિન, દેવકીના ૭ પુત્રો, વસુદેવના પુત્રો જાલી, મયાલી, ઉવયાલી, સુવ્રત શેઠ, મંડક મુનિ, આણંદઋષિ, સાત નારદ, અંધકવિષ્ણુ, ધારણી તેના ૧૮ કુમારો, વગેરે અનંતા આત્માઓ આ શ્રી શત્રુંજય ગિરિવર ઉપર મોક્ષે ગયેલા છે. કાંકરે કાંકરે અનંત આત્માઓ સિદ્ધ થયા છે. ભવિષ્યકાલમાં પણ અનંતા આત્માઓ મોક્ષે જશે.

શ્રી અજિતનાથ સ્વામિ અને શ્રી શાંતિનાથ ભગવાને શ્રી સિદ્ધગિરિરાજમાં ચોમાસું પણ કર્યું હતું.

## (૯) તીર્થયાત્રાનો પ્રભાવ

જે તારે એ તીર્થ કહેવાય. નદી ઉતરવાના સ્થાનને દ્રવ્યતીર્થ કહેવાય છે; જ્યારે સંસારસમુદ્રથી પાર કરાવનાર ભાવતીર્થ કહેવાય છે.

જ્યાં શ્રી તીર્થંકર ભગવંતના જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન, મોક્ષ થયું હોય તથા જ્યાં જ્યાં તેઓના પવિત્ર પાદસ્પર્શથી ભૂમિ પાવન થઇ હોય આ બધાં સ્થાનો આત્માને સંસાર સમુદ્રથી પાર કરાવનાર હોવાથી તે તે સ્થળોએ સુંદર ચૈત્યો, ચરણપાદુકા બનાવવામાં આવે છે. આ ભાવતીર્થ કહેવાય છે. વ્યવહારમાં આ સ્થાવર તીર્થની જ મુખ્યતા ગણાય છે. સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકા અને જિનપ્રવચન એ જંગમ તીર્થ કહેવાય છે.

આ તીર્થો પ્રવાહથી અનંતકાળથી ચાલુ જ છે, ભલે કાળના પ્રભાવે પાંચ ભરતક્ષેત્રો અને પાંચ ઐરવત ક્ષેત્રોમાં કોઇ કોઇ વખતે તીર્થનો વિચ્છેદ હોય પણ પાંચ મહાવિદેહ ક્ષેત્રમાં તો કોઈ કાળે વિરહ હોતો જ નથી.

તીર્થસ્થાનો સારામાં સારાં રમણીય, કલાયુક્ત શીલ્પ શાસ્ત્રાનુસાર બનાવવામાં લાખો ને કરોડો રૂપીયા ખર્ચવાનું એક જ કારણ હોય છે કે તીર્થો જેટલાં મનોહર તેટલા આત્માના ભાવમાં અધિક ઉલ્લાસ થાય અને આત્મા કર્મની વધુ નિર્જરા કરી શકે.

તીર્થસ્થાનોનું વાતાવરણ અતિ પવિત્ર, સાત્વિક અને શાંતિદાયક હોય છે એટલે ત્યાં ભાવનાઓ સારી આવે છે, દુષ્ટ વિચારો ચાલ્યા જાય છે; કેમકે મનુષ્યનો સ્વભાવ છે કે તે જેવા વાતાવરણમાં હોય તેવી છાયા તેના માનસ ઉપર અવશ્ય પડે છે. તીર્થ એ ખરેખર આત્મારૂપી લોઢાને સુવર્ણ બનાવનાર અદ્‌ભૂત રસાયણ છે. માટે જ શ્રી તીર્થંકર ભગવંતોએ અને મુનિપુંગવોએ તીર્થયાત્રા કરવાનો ઉપદેશ આપેલો છે. કહ્યું છે કે:—

" તીર્થયાત્રિકોના પગની રજથી રજવાળા થનારા મનુષ્યો કર્મરજથી રહિત થાય છે. તીર્થમાં પરિભ્રમણ કરનારા મનુષ્યો સંસારમાં પરિભ્રમણ કરતા નથી. તીર્થયાત્રામાં દ્રવ્ય ખરચ કરવાથી મનુષ્યો સ્થિર સંપત્તિવાળા થાય છે અને તીર્થસ્થાનમાં જઇ શ્રી જિનેશ્વરદેવની પૂજા, ભક્તિ, આરાધના કરનારા પોતે પૂજનિક બને છે.

તીર્યયાત્રા કરવાથી જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે, દૃષ્ટિ વિશાળ બને છે, ચારિત્ર નિર્મળ બને છે. જીવનમાં ઉદારતા, પરમાર્થ, પરોપકાર પરાયણતા, સ્વાશ્રયપણું, ખડતલપણું થાય છે, એક–બીજાનો પરિચય, શુભસંસ્કારોની લેવડદેવડ થાય છે તથા આરંભ આદિ પાપથી મેળવેલી લક્ષ્મીનો ભક્તિ, સેવા વગેરેના કાર્યોમાં સદ્‌ઉપયોગ થવાથી તે સફળ બને છે."

## (૧૦) યાત્રા કેવી રીતે કરવી જોઇએ !

શ્રી શત્રુંજય મહાતીર્થની યાત્રાનો મુખ્ય હેતુ શ્રી આદીશ્વર ભગવંતની દર્શન–પૂજા એટલું જ નથી, મુખ્ય હેતુ ત્રણ

કોને જરાપણ નુકશાની આવી ન હતી. બાદશાહે શ્રી શત્રુંજયના સંઘમાં સહાનુભૂતિ પણ આપી હતી.

## (૧૨) શ્રી શત્રુંજયનો કબજો

પૂજ્ય આચાર્યવર્ય શ્રી વિજયહીરસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી દયાવાન બનેલા દિલ્હીના અકબર બાદશાહે પૂજ્યશ્રીને 'જગદ્ગુરુ'નું માનવંતુ બિરુદ આપ્યું હતું. વિશેષ મોગલ શહેનશાહતની અંદર આવેલા શ્રી સિદ્ધાચળજી-શત્રુંજય તીર્થ, શ્રી ગિરનારજી તીર્થ, શ્રી શિખરજી વગેરે જૈન તીર્થો ઉપર જૈનોની સ્વતંત્રતાનો તથા યાવત્ચંદ્ર દિવાકરૌ અબાધિત કબજા ભોગવટાનો ખરીતો (દસ્તાવેજ) કરી આપ્યો હતો અને ફરમાનો શહેનશાહત તાબાના સઘળા મુલકોના સુબાઓને મોકલી આપ્યાં હતાં.

ત્યારબાદ દિલ્હીની ગાદીએ આવેલા જહાંગીર તથા શહાજહાન બાદશાહોએ પણ એ ફરમાનો ફરીથી કરી આપ્યાં હતાં. અમદાવાદના શેઠ શાંતિદાસની શાહી કુટુંબમાં સારી લાગવગ હતી. અકબર બાદશાહ સાથે તેમને એટલો બધો સંબંધ હતો કે શાહજાદા જહાંગીર શાંતિદાસ શેઠને 'મામા' કહેતો હતો. સં. ૧૬૮૬ માં શાહજહાંન બાદશાહે શ્રી શત્રુંજય તીર્થ. શ્રી શંખેશ્વરજી તીર્થ, શ્રી કેસરીયાજી તીર્થ અમદાવાદ, સુરત, ખંભાત, અને રાધનપુરના જૈનમંદિરોના કબજા ભોગવટાનો ખરીતો શેઠ શાંતિદાસના નામનો કરી આપ્યો હતો.

શાંતિદાસ શેઠની કાર્યદક્ષતાથી ખુશ થઈને બાદશાહે

સં. ૧૭૦૩ માં પાલીતાણા બક્ષીસ આપીને બાદશાહી મહોર સાથે સનંદ કરી આપી હતી. એ સનંદ શાહજનના પુત્ર મુરાદબક્ષે તથા તે પછી ઔરંગઝેબે પણ શાંતિદાસ શેઠના પુત્ર લક્ષ્મીદાસ શેઠને તાજી કરી આપી હતી. આ સનંદો આજે પણ મોજુદ છે.

સૌરાષ્ટ્રમાં કાઠીઓનું જોર હતું. સં. ૧૭૭૭ લગભગમાં પાલીતાણા પરગણાની વ્યવસ્થા કરનાર કડવા દોશી મારફત યાત્રાળુઓના જાનમાલની રક્ષાનું કામ ગારીઆધારના ગોહેલોને સોંપાયું હતું. ગોહેલ કાંધાજીના વંશજો શેઠ શાંતિદાસના વારસો વતી શ્રી શત્રુંજય તથા પાલીતાણાનું રક્ષણ કરતા હતા.

ઠાકોર પૃથ્વીરાજજી પાલીતાણામાં રહેવા આવ્યા અને ઠાકોર ઉન્નડજીએ પાલીતાણા પોતાનું કર્યું, તેમનાથી યાત્રાળુઓને કનડગત વધી પડી, તેથી જૈનોએ કાઠીયાવાડના પોલીટીકલ એજન્ટ કેપ્ટન બોર્નવેલ રૂબરૂ યાત્રાળુઓને સારી રીતે યાત્રા કરી શકે, યાત્રાળુઓનું રક્ષણ થાય તેના બદલામાં દર વર્ષે ઠાકોરને ૪૫૦૦ રૂા. આપવાનું સં. ૧૯૦૦ માં નક્કી કરવામાં આવ્યું હતું.

તે પછી સં. ૧૯૧૯ માં ઠાકોર સુરસિંહજીના સમયમાં રાજ્ય અને જૈન પેઢીના વચ્ચે મુંડકા સંબંધી તકરાર થઇ અને એજન્સીએ સમાધાન કરી આપવા માટે મેજર કીટીંન્જને મૂક્યા. તેમણે દર વર્ષે ૧૦૦૦૦ રૂા. જૈન પેઢીએ ઠાકોરને આપવાનું ઠરાવ્યું.

ત્યારબાદ ઠાકોર માનસિંહજી વખતે સં. ૧૯૪૨ માં વોટસન સમક્ષ પેઢીએ ચાલીસ વરસ સુધી ૧૫૦૦૦) રૂા. દર વરસે ઠાકોરને આપવાનું કર્યું.

તે પછી સં. ૧૯૭૫ માં ઠાકોર બહાદુરસિંહજીને ગાદી મળી. ઠાકોરની હકુમત સ્થાપવાને માટે ઠાકોરના પ્રધાન ચીમનલાલે, કુંડોનો ગાળો કાઢવા બાબત ગિરિરાજ ઉપર પાટીયાં મુકવા સંબંધી, ગઢની રીપેરીંગ વગેરેમાં કનડગતો શરૂ કરી અને સં. ૧૯૮૨ માં પેઢીનો કરાર પુરો થતો હતો એટલે તેણે યાત્રાળુ પાસેથી માથાદીઠ બે રૂપીયા લેવાની અથવા પેઢી દર વરસે બે લાખ રૂપીયા આપે એવી અરજી પોલીટિકલ એજન્ટને કરી. જૈનોએ આ રકમ આપવા માટે વાંધો ઉઠાવ્યો. તેથી ઓનરરી મીનીસ્ટર વોટસને જૈનોએ પાંત્રીસ વરસ સુધી દર વરસે એક લાખ રૂપીયા ઠાકોરને આપવા એવો ચુકાદો જાહેર કર્યો. તેની સામે જૈનોએ 'ચુકાદો ગેરવ્યાજબી છે' એમ જાહેર કર્યું. અને ગિરિરાજની સ્વતંત્રતા પાછી સ્થાપિત ન થાય ત્યાં સુધી જૈનસંઘોએ 'યાત્રાત્યાગ' નો નિર્ણય કર્યો.

જૈનો યાત્રાએ આવતા બંધ થયા. ૧૯૮૪ માં હિન્દના વાઈસરોયે એક રાઉન્ડટેબલ કોન્ફરન્સ બોલાવી. જૈન સંઘના પ્રતિનિધિઓ અને ઠાકોર વગેરે ભેગા થયા અને સમાધાન કરાવ્યું તેમાં જૈનોએ પાંત્રીસ વર્ષ સુધી દરવર્ષે રૂા. ૬૦૦૦૦ આપવા એમ નક્કી કરવામાં આવ્યું.

સં. ૨૦૦૩ માં ભારત સ્વતંત્ર થયું અને સૌરાષ્ટ સરકારે રૂા. ૬૦૦૦૦) નો મુંડકાવેરો માફ કર્યો. પહાડની માલિકી

સરકારની અને ઉપર જવાનો માર્ગ, કુંડો, વિસામા, દેરીઓ, શ્રીપુજની ટુંક અને ગઢની અંદરની માલીકી જૈનસંઘની રહી.

આ ઉપરથી જોઈ શકાશે કે અંગ્રેજોની કૂટનીતિના પરિણામે ન્યાય લેવા જતાં જૈનોએ ધીમે ધીમે પોતાના હક્કહિત દાવાઓમાં નુકશાન થવા માંડયું અને રાજ્ય માલિક થઈ બેસી દખલગિરિ કરતું થઈ ગયું. જૈન સંઘ આ વિષે સમજીને જાગ્રત થાય. આ પરિસ્થિતિ એક નહિ પણ બધા તીર્થોમાં એક યા બીજી રીતે ઉપસ્થિત થઈ ગઈ છે, જેનો તાજો દાખલો સમ્મેતશિખરજી વગેરે છે. જૈન સંઘ આ માટે જાગૃત થાય અને કેળવવા યોગ્ય શક્તિ કેળવે એજ શાસનદેવને પ્રાર્થના.



બીજું શ્રી આદીશ્વર ભગવાનનું અને એક ત્રીજું જિનમંદિર શ્રી શાંતિનાથ ભગવાનનું કાપડ બજારમાં છે

ગામમાં મોતી કડીયા વગેરેની ધર્મશાળા, ઉપાશ્રયો પણ આવેલા છે. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી દેરાસરની પાસે આવેલ છે, જે મંદિરો વગેરેનો વહીવટ સંભાળે છે. યાત્રાળુઓને પૈસા વગેરે ભરવા માટે પેઢીની એક શાખા ધર્મશાળા વિભાગમાં આવેલ જશકોરની ધર્મશાળામાં છે.

આયંબિલભવનમાં અને તલાટીએ આગમમંદિરના કમ્પાઉન્ડમાં આયંબિલ કરવાની ઉત્તમ સગવડ રાખવામાં આવેલ છે.

શહેરના રમણીય સ્થાનોમાં મહારાજા સાહેબનો હવામહેલ, પંચબીબીનો રોજો, શૂરવીરોના પાળીયા, બોવનપૂલ, સાવલીંગાની વાવ, ભૈરવનાથનું મંદિર, ભીડભંજન મહાદેવ, ભવ્ય દરબાર હોલ, આયંબિલભુવન, નંદકુંવરબા અનાથાશ્રમ, ગુરુકુળ, બાલાશ્રમ, બ્રહ્મચર્યાશ્રમ, શ્રાવિકાશ્રમ, બાલમંદિર, કાનાબાવાની ચેતન સમાધિ વગેરે ગણાય છે.

## ધર્મશાળાઓ.

| | |
|---|---|
| ૧ દિગમ્બર ધર્મશાળા | ૨ સાત ઓરડાની ધર્મશાળા |
| ૩ મસાલીઆની ,, | ૪ ભાવનગરવાળાની ,, |
| ૫ શેઠ હેમાભાઇની હવેલી | ૬ શેઠ હેમાભાઇની ,, |
| ૭ શેઠ મોતીશાની ધર્મશાળા | ૮ હઠીસીંગ કેશરીની ,, |
| ૯ લલ્લુભાઇની ધર્મશાળા | ૧૦ સુરજમલની ધર્મશાળા |
| ૧૧ રણશી દેવરાજની ,, | ૧૨ નગીનદાસ કપુરચંદની. |

૧૩ નરશી કેશવજીની ધર્મશાળા ૧૪ ઘોઘાવાળી ધર્મશાળા
૧૫ જામનગરવાળી ,, ૧૬ મોતી સુખીયાની ,,
૧૭ ચાંદભુવન ,, ૧૮ કલ્યાણભુવન ,,
૧૯ ચંપા નિવાસ ,, ૨૦ કંકુબાઇની ,,
૨૧ પુરીબાઇની ,, ૨૨ ખુશાલ ભુવન ,,
૨૩ મહાજનનો વંડો ,, ૨૪ શાંતિ ભુવન ,,
૨૫ નરશી નાથાની ,, ૨૬ દેવશી પુનશીની ,,
૨૭ મગન મોદીની ,, ૨૮ ભાવસારની ,,
૨૯ બ્રહ્મચર્યાશ્રમ ,, ૩૦ જીવન નિવાસ ,,
૩૧ જશકોરની* ,, ૩૨ કોટાવાળાની ,,
૩૩ પનાલાલ બાબુની ,, ૩૪ માધવલાલબાબુની ,,
૩૫ પાટણવાળાની ,, ૩૬ શત્રુંજય વિહાર ,,
૩૭ ઉમાજી ભુવન ,, ૩૮ આત્માનંદ જૈન પંજાબી યાત્રી ભુવન ,,
૩૯ હરિ વિહાર ,,
૪૦ જિનેન્દ્ર ભુવન ,, ( સાંડેરાવ )
૪૧ આરિસા ભુવન ,, ૪૨ આનંદ ભુવન ,,
૪૩ હજારી નિવાસ ,, ૪૪ નહાર બિલ્ડીંગ ,,
૪૫ માલવાડાની ,, ૪૬ જૈન ભુવન ,,
૪૭ વલ્લભવિહાર ,, ૪૮ સુતરીઆ નિવાસ ,,
૪૯ વકીલ ચીમનલાલ છોટાલાલ પાંચ બંગલા જૈન ધર્મશાળા.
૫૦ હિંમતવિહાર ધર્મશાળા ૫૧ રાજેન્દ્રભવન

* આણંદજી કલ્યાણજી પેઢીની શાખા રાખવામાં આવેલી છે. એટલે યાત્રાળુઓ ઉતારવામાં આવતા નથી.

૫૨ મહારાષ્ટ ભુવન,                    ૫૩ મુક્તિ નિકેતન
૫૪ નંદાભુવન                          ૫૫ રાજેન્દ્ર વિહાર
૫૬ શીહોરવાળાની ધર્મશાળા    ૫૭ વાપીવાળાની ધર્મશાળા

વગેરે નાની-મોટી ધર્મશાળાઓથી પાલિતાણા શહેર રમણીય બનેલું છે. આ સિવાય બીજી ધર્મશાળાઓ દિવસે દિવસે બંધાતી જાય છે, તથા જુદા-જુદા શેઠીઆઓએ પણ ઉતરવા માટે બંગલા બંધાવી રાખ્યા છે તથા એક સુંદર આલીશાન જિનમંદિર પણ બંધાવેલું છે.

**પાઠશાળાઓ:**—૧ શ્રી હેમચંદ્રાચાર્ય પાઠશાળા. ૨ શ્રી સૂક્ષ્મતત્ત્વ બોધ પ્રકરણાદિ પાઠશાળા. ૩ વીરબાઈ પાઠ-શાળા. ૪ નીતિસૂરીશ્વરજી જૈન પાઠશાળા. ૫ બાબુ બુદ્ધિ-સિંહજી જૈન પાઠશાળા. વગેરે સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકા-ઓને ભણવા માટે ચાલે છે.

## પગલાં

૧. જામવાળીના દરવાજા બહાર નદી કીનારે ગોડીજીના પગલાં છે. આસો સુદ ૧૦ મે ધજા ચઢાવવામાં આવે છે.

૨. રણશી દેવરાજ બાબરવાળીની ધર્મશાળાની બાજુમાં બાંચામાં પગલાં સાથે દેરી છે. તેમાં શ્રી આદીશ્વર ભગ-વાનનાં પગલાં છે અને તે જુની તળેટી તરીકે ઓળખાય છે. આગળના ભાગમાં મૂતરડી હોવાથી ઘણીજ ગંદકી રહે છે. આ ગંદકી દૂર કરવાની જરૂર છે.

૩. કંકુબાઇની ધર્મશાળા પાસે પાણીની ટાંકી પાસે વિજય તલાટીનો ઓટલો છે ત્યાં શ્રી આદીશ્વર ભગવાન,

ગૌતમસ્વામિજી અને મણિવિજયજી મહારાજનાં પગલાં છે.

૪. કંકુબાઇ ધર્મશાળાની પાછળ જુની દાદાવાડી છે તેમાં એકમાં જિનદત્તસૂરિજીની મૂર્તિ છે અને પગલાં અને બીજીમાં શ્રી મલ્લિનાથ ભગવાનનું મંદિર છે. બંને મંદિરો નવાં બંધાઇ ગયાં છે.

૫. નહાર બિલ્ડીંગની આગળ ઘુમટવાળી દેરીમાં શ્રી કલ્યાણ વિમલ અને શ્રી ગજવિમલ મુનિરાજનાં પગલાં છે.

૬. જૈન ભુવનની પાસે દાદાવાડી છે, તેમાં જિનદત્ત-સૂરિજીની મૂર્તિ છે.

૭. આગળ જતાં રાણાવાવની પાસે ઉંચા ઓટલા ઉપર મેઘમુનિનો સ્તુપ છે તેમાં ત્રણ જોડી પગલાં છે.

૮. આગમમંદિરની સામે રસ્તા વચ્ચે દેરીમાં શ્રી ગોડીજી પાર્શ્વનાથનાં પગલાં છે.

## દહેરાસરો.

| જિનમંદિરો | કયાં આવ્યું ? |
|---|---|
| ૧ શ્રી ગોડીજી પાર્શ્વનાથ બે માળવાળું | ગામમાં. |
| ૨ શ્રી આદીશ્વર ભગવાનનું | ગામમાં. |
| ૩ શ્રી સુમતિનાથ ભગવાન | સ્ટેશનની સામે ગુરુકુળમાં. |
| ૪ શ્રી મહાવીરસ્વામિજીનું | વીરબાઈની ધર્મશાળા. |
| ૫ શ્રી આદિનાથ ભગવાન | કંકુબાઇની ધર્મશાળા. |
| ૬ શ્રી આદિનાથ ભગવાન | ,, પાછળ જુની દાદાવાડી |
| ૭ શ્રી આદીશ્વર ભગવાન | મોતીસુખીયાની ધર્મશાળા. |

| | | |
|---|---|---|
| ૮ | શ્રી ચૌમુખજી | નરશી કેશવજીની ધર્મશાળા. |
| ૯ | શ્રી ચંદ્રપ્રભસ્વામિજીનું | નરશી નાથાની ,, |
| ૧૦ | શ્રી આદિનાથ ભગવાનનું | શ્રાવિકાશ્રમ. |
| ૧૧ | શ્રી પાર્શ્વનાથ ભગવાન | જશકોરની ધર્મશાળા. |
| ૧૨ | શ્રી સુમતિનાથ ભગવાન | માધવલાલની ધર્મશાળા. |
| ૧૩ | શ્રી વાસુપૂજ્ય સ્વામિ | પંજાબી ધર્મશાળા. |
| ૧૪ | શ્રી શાંતિનાથ ભગવાન બે માળનું | આરિસાભુવન |
| ૧૫ | શ્રી ચંદ્રપ્રભસ્વામિજીનું | હજારી નિવાસ |
| ૧૬ | શ્રી પાર્શ્વનાથ ભગવાન | વલ્લભ વિહાર. |
| ૧૭ | શ્રી શાંતિનાથ ભ૦ | હિંમત વિહાર |
| ૧૮ | શ્રી સિમંધરસ્વામિ | નંદા ભુવન |
| ૧૯ | શ્રી પાર્શ્વનાથ ભગવાન | બાલાશ્રમ. |
| ૨૦ | શ્રી વાસુપૂજ્ય સ્વામિ | જૈન સોસાયટી તળેટી. |
| ૨૧ | શ્રી ચૌમુખજી પિસ્તાલીસ જિનાલય, | આગમમંદિર. |
| ૨૨ | શ્રી ગણધર મંદિર ત્રણ માળનું | આગમમંદિર. |
| ૨૩ | શ્રી ગુરુમંદિર, સ્વાધ્યાય મંદિર અને નવપદ મંદિર. | |
| ૨૪ | શ્રી કેશરીયાજી આદીશ્વર | કેશરીયાજીનગર. |

શ્રાવિકાશ્રમનું નવું મકાન અને શિખરબંધિ જિનાલય બંધાઈ ગયું છે અને જિનહરિ ધર્મશાળા, રાજેન્દ્ર ભવન અને નાસિકવાળી ધર્મશાળામાં પણ જિનમંદિર થવાનાં છે.

આ ગિરિરાજની પ્રથમ તલેટી આનંદપુર ( વડનગર ) હતી. બીજી તલેટી વલ્લભીપુર હતી. હાલમાં તેની સ્થાપના છે. ત્રીજી તલેટી સિદ્ધવડ તલેટી, આદપર, ચોથી તલેટી

પાલીતાણામાં ખુશાલ ભુવન પાસે હાલ બે દેરીઓ છે. હાલ જય તલેટી છે, તે પાંચમી તલેટી છે.

**તલેટી:**—શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રમુખ લાલભાઇ દલપતભાઇનાં માતુશ્રી શ્રી ગંગાબાઇએ રોનકદાર કમાનવાળું મનોહર વિશ્રામસ્થાન બંધાવેલું છે, જે ભાતાની તળેટીના નામે ઓળખાય છે. બાજુમાં એક વાવ છે. અહીં યાત્રા કરીને આવનાર દરેક યાત્રાળુઓને ચૌદશ અને ચોમાસા સિવાયના દિવસોમાં કળીના લાડુ અને ગાંઠીયાનું ભાતું આપવામાં આવે છે. કોઇ કોઇ વખત મેસુબ, શીરો-ભજીયાં વગેરે પણ ભાતામાં અપાય છે. ઉકાળેલું પાણી તથા ઠંડા પાણીની સગવડતા રાખવામાં આવે છે.

કોઈ ભાઇ-બહેનને એક દિવસનું ભાતું આપવું હોય તો શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીમાં નોંધાવવાથી તે પ્રમાણે વ્યવસ્થા થાય છે.

## (૩) આવશ્યક સૂચનાઓ.

૧. શ્રી ગિરિરાજની યાત્રા કરવા જનારે ધર્મશાળાએથી પગે ચાલીને રસ્તામાં પગલાં, જિનમંદિર આવતાં હોય ત્યાં ઓછામાં ઓછું 'નમો જિણાણં' કહેતા તલાટીએ આવવું.

૨. તલેટીએ શ્રી ગિરિરાજ સન્મુખ ચૈત્યવંદન કરી ગિરિરાજ ઉપર ચઢતાં ડાબી તથા જમણી બાજુ આવતાં પગલાંનાં દર્શન કરી બાબુના દહેરાસરે દર્શનાદિક કરી વચ્ચે આવતાં પગલાનાં દર્શન કરતા કરતાં દાદાના દરબાર સુધી

જવું. વચ્ચે કયાં કયાં પગલાં આવે છે. તે આના પછી જણાવેલ છે તે ખાસ વાંચી જવું.

૩. રસ્તામાં જયણાપૂર્વક ચાલવું.

૪. ટ્રાન્ઝીસ્ટર રેડિયો વગેરે વગાડવો નહિ.

૫. સાંસારિક વાતચીતો કે ઠઠ્ઠા–મશ્કરી કરવી નહિ, બની શકે તો મનમાં શ્રી નવકાર મંત્ર અથવા ' શ્રી યુગાદિનાથાય નમઃ ' કે ' શ્રી સિદ્ધગિરિવરાય નમઃ ' ગણુતા જવું.

૬. ગિરિરાજ ઉપર ઘણો પવન હોય ત્યારે કપડાં વ્યવસ્થિત રાખવાં, અંગ ઉઘાડું થઈ ન જાય તેનો ખ્યાલ રાખવો.

૭. ગિરિરાજના નીચેથી માંડી છેક ઉપર સુધીના કોઇપણુ ભાગમાં થુંક, બળખો, લીંટ નાખવું નહિ, તેમજ ઝાડો પેશાબ પણુ કરવો નહિ. ઝાડો, પેસાબ, થુંક લીંટ વગેરે અશુચી નાખવાથી મહાન આશાતના થાય છે. બહેનોએ પોતાના ઋતુકાળના નજીકના દિવસોએ ખાસ સંભાળ રાખવી કે જેથી ગિરિરાજની આશાતના થઈ ન જાય. શ્રી ગિરિરાજના કાંકરે કાંકરે અનંતા અનંત જીવો મોક્ષે ગયેલા છે. કોઇ એવી ખાલી જગ્યા નથી કે જ્યાંથી કોઇ મોક્ષે ન ગયેલા હોય.

૮. કેટલાક રામપોળની બારી પાસે તથા ઘેટીનાં પગલાં છે ત્યાં પેસાબ, ઝાડે જાય છે, તો તેથી મહાન આશાતના લાગે છે, માટે ખાસ ઉપયોગ રાખવો. હાજત થતી હોય તો એક કુંડી કે વાસણમાં નીચેથી રેતી ભરીને લઇ જવી જરૂર પડે તેમાં શંકા ટાળી તે વાસણુ નીચે લાવી તેમાંની રેતી કાઢી નાખવી. આથી આશાતનાના પાપથી બચી જવાશે.

૯ ગિરિરાજ ઉપર ચઢતાં કે ઉતરતાં કંઇ પણ ખાવું જોઇએ નહિ. દૂધ, દહીં, નાસ્તો કરવો નહિ તેમજ ચા, બીડી વગેરે પીવાં નહિ.

૧૦. શક્તિ હોય ત્યાં સુધી ચાલીને જ ચઢવું. ડોળીમાં બેસવું નહિ, ડોળીમાં બેસવાથી ડોળીવાળા જે ગિરિરાજ ઉપર બીડી પીએ, ખાય, ઝાડે પેસાબ જાય તેનું પાપ ડોળીમાં બેસનારને લાગે છે.

૧૧. પૂજા વગેરે કરતાં અંગશુદ્ધિ, વસ્ત્રશુદ્ધિ અને મન-શુદ્ધિ અવશ્ય રાખવી તથા દહેરાસર અંગેની સઘળી વિધિ સાચવવી.

૧૨. ભગવાનનાં દર્શન કે પૂજા કરતા બીજાને અંતરાય ન થાય તેનો ખ્યાલ રાખવો. કોઇ વચમાં ઉભું હોય તો કષાય કરવો નહિ.

૧૩. સાધર્મિકજનોની બની શકે તેટલી સેવા-ભક્તિ કરવી.

૧૪. કોઇને કર્કશ-કઠોર વચન કહેવું નહિ, કષાયોથી દૂર રહેવું.

૧૫. યાત્રાના દિવસોમાં બ્રહ્મચર્યનું અવશ્ય પાલન કરવું.

## (૪) તળેટીથી ગિરિરાજ ઉપર ચઢતાં વચમાં આવતાં પગલાં વગેરે.

જય તળેટીના પગથાળ પાસે બન્ને બાજુ સુંદર હાથી છે, જમણા હાથના હાથીની પાસે ઓટલા ઉપર એક દેરી છે, ઉપર નવ દેરી તેની બાજુમાં ત્રણ દેરી છે અને સામે

તેર દેરી છે, તથા ડાબી તથા જમણી બાજુ ચોકીમાં આરસની દેરીમાં શ્રી આદીશ્વર ભગવાનનાં પગલાં છે.

અહીં શ્રી ગિરિરાજને સોના–રુપાના ફુલડે યથાશક્તિ વધાવી તળેટીનું ચૈત્યવંદન કરવું.

ડાબી બાજુથી પગથીયા ચઢતાં ડાબી બાજુ શેઠ ગોવિંદજી ખોના તરફથી શિખરબંધી શ્રી જિનમંદિર બંધાયુ છે સામે બાબુનું દહેરાસર આવેલું છે. દરવાજાની અંદર જમણી બાજુ રતન મંદિરમાં રત્નની પ્રતિમાઓ બિરાજમાન કરેલી છે, ડાબી બાજુ સુંદર પાવાપુરીનું જળ મંદિર છે, નાકે મોટા કાઉસ્સગીઆજી જાણે હમણાં બોલશે નહિ ? એમ લાગે છે. દહેરાસરમાં પેસતાં જમણીબાજુ શ્રી ગિરિરાજની રચના હતી તે કાઢી નાખી તેની જગ્યાએ નવીન સુવર્ણ મંદિર બનાવી તેમાં દશ દેરીઓ બનાવવામાં આવી છે. ડાબી બાજુ દાદાસાહેબની દેરીઓ, પછી આગળ દરવાજાની બહાર બન્ને બાજુ ઓરડીમાં પગથિયાની બન્ને બાજુ ગોખલામાં પ્રતિમાજીઓ છે, અંદર સુંદર ચોક છે. ચોકમાં સુંદર દેરીઓ છે. તથા ભમતિમાં ફરતી કુલ ૮૪ દેરીઓ છે. પાછળ તથા બાજુમાં પાંચ પાંચ દેરીઓ છે. મુખ્ય મંદિરમાં મેડા ઉપર પણ ભગવાન છે, સામે શ્રી પુંડરિકસ્વામિજી છે. આ બધે ઠેકાણે ખાસ દર્શન કરવાં.

જય તળેટીથી જમણી બાજુનાં પગથિયા ચડતાં જમણી બાજુની છ દેરીમાં ક્રમસર શ્રી ગૌતમસ્વામિજી, શ્રી આદિનાથજી અને શ્રી અજિતનાથજી આદિનાં પગલાં છે. દેરીની

પાછળ ચાલીસેક પગલાં દૂર ગુફામાં હંસવાહિની સરસ્વતીની મૂર્તિ છે. પગથિયા ઉપર ડાબી બાજુની દેરીમાં પગલાં છે.

શ્રી ગિરિરાજ ઉપર ચઢવા માટે છેક સુધી સુંદર મનોહર પગથિયા બંધાવવામાં આવ્યાં છે. જે પગથિયા લગભગ ૩૭૪૫ છે.

પછી ઉપર ચઢતાં પહેલા વીસામા પછી બીજા વિસામે જમણીબાજુ દેરીમાં ચક્રવર્તિ શ્રી ભરતકેવલીનાં પગલાં સંવત ૧૯૮૫ માં સ્થાપન થયેલાં છે.

આ અવસર્પિણીમાં પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવના પુત્ર ભરતમહારાજા થયા. જેમણે પૂર્વભવમાં ૫૦૦–૫૦૦ મુનિ મહાત્માઓની સુંદર પ્રકારે ભક્તિ કરી હતી, તે પુણ્યના યોગે આ અવસર્પિણીમાં પહેલા ચક્રવર્તિ રાજા થયા હતા. તેમણે શ્રી સિદ્ધગિરિજીનો પહેલો ઉદ્ધાર કરાવ્યો હતો. આરિસા ભુવનમાં કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. દેવતાએ આપેલો મુનિ-વેષ ગ્રહણ કરી અનેક જીવોને પ્રતિબોધ કરી મોક્ષમાં ગયા છે.

પછી સપાટ જગ્યા આવે છે. ત્યાં આગળ ઇચ્છાકુંડ સુરતવાળા ઇચ્છાચંદ શેઠે સં. ૧૬૮૧ માં બંધાવેલો છે. ત્યાંથી થોડુંક ચઢતાં જમણી બાજુએ એક દેરી છે. તેમાં શ્રી નેમનાથ, શ્રી આદિનાથ અને **વરદત્ત ગણુધરનાં** પગલાં છે. તેઓ શ્રી નેમિનાથના પહેલા ગણધર હતા જેઓએ આ તીર્થનો સુંદર મહિમા ગાયેલ હતો તેઓ શ્રી નેમનાથ ભગ-વાનની સાથે શ્રી ગિરિનાજી ઉપર મોક્ષે ગયા છે.

ત્યાંથી ચઢતાં ત્રીજા વિસામે જમણી બાજુ ઉંચા ઓટલા

ઉપર દેરીમાં શ્રી આદિનાથ ભગવંતનાં પગલાં છે. બાજુમાં મહારાજા કુમારપાળે બંધાવેલો કુમારકુંડ છે. પછી થોડે ચઢતાં હિંગલાજનો હડો આવે છે, પહેલાં ત્યાંનો ચઢાવ સીધો અને ઉંચો હતો એટલે કહેવાતું હતું કે :—

'આવ્યો હિંગલાજનો હડો, કેડે હાથ દઈ ચઢો,
ફુટ્યો પાપનો ઘડો, બાંધ્યો પુણ્યનો પડો.'

હવે તો સુંદર પગથિયાં થઈ જવાથી ચઢાવ સરળ બન્યો છે. ત્યાં હિંગલાજનો હડો ચઢતાં સામે હિંગલાજમાતાની મૂર્તિ છે.

આ હિંગલાજમાતા માટે એમ કહેવાય છે કે, હિંગલાજ મૂર્તિનું સ્વરૂપ અંબિકાદેવીનું છે. એક વખતે હિંગુલ નામનો રાક્ષસ સિંધુ નદી તરફથી જતા-આવતા યાત્રિકોને ઉપદ્રવ કરતો હતો. તેથી કોઈ મહાત્માએ ધ્યાન અને તપના બળે અંબિકાદેવીને બોલાવી અને હિંગુલ તરફથી થતો ઉપદ્રવ દૂર કરવા માટે જણાવ્યું એટલે અંબિકાદેવીએ હિંગુલ રાક્ષસનો પરાભવ કર્યો, એટલું જ નહિ પણ મૃત્યુ પામી જાય ત્યાં સુધીની કદર્થના કરી; આથી હિંગુલ રાક્ષસે દેવીના પગમાં પડી બે હાથ જોડીને બોલ્યો કે, 'હે માતા! મારી એક પ્રાર્થના સ્વીકારો, આજથી તમે મારા નામથી ઓળખાઓ અને તીર્થયાત્રાના સ્થળમાં મારા નામથી સ્થાપન થાઓ. હું કદીયે કોઈને ઉપદ્રવ નહિ કરૂં.'

આ પ્રમાણેની વિનંતિ અંબિકાદેવીએ માન્ય રાખી અને પોતે અદ્રશ્ય થઈ ગયાં. રાક્ષસ પોતાના કરેલા કૃત્યનો બદલો ભોગવવા ચાલ્યો ગયો.

અંબિકાદેવીએ પોતાના ભક્તોને જણાવ્યું કે, 'આજથી તમો મને હિંગુલાદેવી નામથી ઓળખજો. આ બનાવ, પ્રાયઃ કરાંચી પાસેના ડુંગરો પાસે હિંગુલનું સ્થાનક છે, ત્યાં આગળ બન્યો હતો.

અંબિકાદેવી ખાસ સૌરાષ્ટ્ર દેશની અધિષ્ઠાત્રી દેવી છે. શ્રી સિદ્ધગિરિજી ઉપર ચડાવવાળી એક ટેકરી ઉપર અધિષ્ઠિત થઇને રહેલી છે, તેથી આ હિંગલાજના હડા તરિકે પ્રસિદ્ધિને પામેલ છે.

પછી થોડાં પગથિયાં ચઢો એટલે ત્યાં સુંદર વિસામો બાંધેલો છે, ત્યાં પરબ છે. વચમાં દેરીમાં શ્રી કલિકુંડ પાર્શ્વ-નાથ ભગવંતનાં પગલાં સંવત ૧૮૩૫ માં સ્થાપન કરેલાં છે.

અહીંથી બે રસ્તા પડે છે. નવો રસ્તો પગથિયાંવાળો છે, જુના રસ્તે થોડું ચઢતાં ડાબી બાજુ સમવસરણના આકા-રની દેરી છે, તેમાં શ્રી મહાવીરસ્વામિજીનાં પગલાં છે પછી ચઢાણનો કઠીન ભાગ આવે છે, તે પુરો થતાં ત્યાં નવો રસ્તો ભેગો થાય છે અને જુદો પડે છે એટલે ત્યાં ચાર રસ્તા મળે છે. વચ્ચે દેરીમાં શાશ્વતા ચાર જિનેશ્વરો શ્રી ઋષભદેવ, શ્રી ચંદ્રાનન, શ્રી વારિષેણ અને શ્રી વર્ધમાનનાં કમળ આકારે પગલાં છે. બાજુમાં છાલાકુંડ છે, જે સં. ૧૮૭૦ માં બંધા-વેલો છે, અહીં પરબ છે.

નવા રસ્તે થોડાં પગથિયાં ચઢતાં જમણી બાજુ એક નાની ટુંક જેવું આવે છે, જે શ્રીપુજની દેરીઓના નામે

ઓળખાય છે. ત્યાં તપાગચ્છાલંકાર શ્રી દેવેન્દ્રસૂરિજી નામના શ્રીપૂજ્યે દેરીઓ બંધાવી છે, તેમાં ચૌદ દેરીઓમાં શ્રી-પૂજ્યનાં પગલાં છે, ચાર ખાલી છે. એક દેરીમાં સફેદ આરસની ૧૭ ઇંચની સાત ફેણાવાળી શ્રી પદ્માવતીજી દેવીની મૂર્તિ છે તેના ઉપર પાંચફેણાવાળા શ્રી પાર્શ્વનાથ ભગવંતની મૂર્તિની આજુબાજુ શ્રી જિનેશ્વર ભગવંતની બે મૂર્તિ નીચે બે ડમરૂ-ધારી અને ઉપર બે ચામરધારીની આકૃતિઓ છે, જમણી બાજુમાં હનુમાનની મૂર્તિ છે, અને બહાર શ્રી માણિભદ્ર વીરની મૂર્તિ છે. વચમાં સુંદર કુંડ છે. તેની ચારે બાજુ ચાર દેરી છે, એકમાં શ્રી ગોડી પાર્શ્વનાથ; બીજીમાં શ્રી આદિ-નાથ, ત્રીજીમાં શ્રી ગૌતમસ્વામિજી અને ચોથીમાં વિજય-ધર્મસૂરીશ્વરજીનાં પગલાં છે. ટુંકને ફરતો કોટ છે. ત્યાંથી નીચે નજર કરતાં ગિરિરાજના રસ્તાનો વાંકો ચૂંકો સુંદર દેખાવ તથા પાલીતાણા શહેરનું નયનરમ્ય દૃશ્ય નજરે પડે છે, સામે નજર કરતાં નવે ટુંકોનાં શ્રી જિનમંદિરોનો મનો-હર રળિયામણો રમ્ય દેખાવ નજરે પડે છે. ગિરિરાજ ચઢ-વાનો થાક ઉતરી જાય છે, પછી થોડું ચઢયા પછી સપાટ ચાલવાનું આવે છે. આગળ ઉંચા ચોતરા ઉપર મોટો ઘુમટ બાંધેલી દેરીમાં શ્યામ રંગની ચાર ઉભી મૂર્તિ છે. ૧ **દ્રાવિડ, ૨ વારિખિલ્લજી, ૩ અઇમુત્તાજી, ૪ નારદજી,**

## ૧–૨ શ્રી દ્રાવિડ અને શ્રી વારિખિલ્લજી.

ભગવાન શ્રી ઋષભદેવને દ્રવિડ નામના પણ એક પુત્ર હતા. તેમને દ્રાવિડ અને વારિખિલ્લ નામના બે પુત્રો હતા. બન્ને ભાઇઓને પરસ્પર ખુબ સ્નેહ હતો.

દ્રવિડે મિથિલાનું રાજ્ય દ્રાવિડને આપ્યું અને વારિખિલ્લને એક લાખ ઉત્તમ ગામો આપી, પોતે ભગવાનની પાસે દીક્ષા લીધી.

કેટલાક સમય પછી દ્રાવિડ અને વારિખિલ્લ બન્ને ભાઈઓ વચ્ચે કોઈ કારણસર વૈમનસ્ય થયું. પરિણામે બંને ભાઈઓ પરસ્પર ભયંકર યુદ્ધ કરવા લાગ્યા, સાત મહિના થતાં તો કરોડો માણસોનો નાશ થયો, છતાં કોઈ યુદ્ધથી અટકતું નથી.

દ્રાવિડ રાજાને એકવાર અચાનક સુવલ્ગુ તાપસ પાસે જવાનું થયુ. તેમના ઉપદેશથી દ્રાવિડ રાજા પ્રતિબોધ પામ્યાં અને વારિખિલ્લની પાસે જઈને ખમાવ્યા અને રાજ્ય વારિખિલ્લને આપવા લાગ્યા ત્યારે વારિખિલ્લે કહ્યું કે, નરકના દ્વાર તુલ્ય એવા રાજ્યથી સર્યું. હું પણ તમારી સાથે જ વ્રત ગ્રહણ કરીશ.'

પછી બન્નેએ પોતાના રાજ્ય ઉપર પોતાના પુત્રોને સ્થાપી, રાજ્યકારભાર મંત્રીને ભળાવી દશકોટી મનુષ્યોની સાથે તાપસી દીક્ષા લીધી.

બધા માથે જટા રાખતા, કંદમૂળ ફળોને ખાતા, ધ્યાનમાં લીન રહેતા અને શ્રી યુગાદિપ્રભુનું નિરંતર સ્મરણ કરતાં એમ લાખો વરસ પસાર થઈ ગયાં.

એકવાર બે વિદ્યાધર મુનિનો ભેટો થઈ ગયો. વિદ્યાધર મુનિના મુખથી શ્રી શત્રુંજયતીર્થનું મહાત્મ્ય અને ઉપદેશ સાંભળી બધાએ જૈન દીક્ષાને ગ્રહણ કરી. શ્રી શત્રુંજય મહા-

તીર્થની યાત્રા કરવા ચાલ્યા. શ્રી ઋષભદેવ ભગવંતના ગુણ-ગાન ગાતાં તીર્થની યાત્રા કરી ખૂબ આનંદ પામ્યા.

ત્યારબાદ માસખમણને અંતે વિદ્યાધર મુનિઓએ શ્રી દ્રાવિડ મુનિવર, શ્રી વારિખિલ્લમુનિ વગેરે દશક્રોડ મુનિઓને ઉપદેશ આપતાં કહ્યું કે, 'હે મુનિઓ! તમે અશુભ ધ્યાના-દિકના યોગથી નરકગતિને આપનારાં અનંતા કર્મો બાંધેલાં છે. તે કર્મો આ તીર્થના પ્રભાવથી નાશ પામશે, માટે તમારે આ ક્ષેત્રમાં જ રહેવું. આ ક્ષેત્રના પ્રભાવથી તમે સર્વ કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન પામીને મોક્ષે જશો.' આ પ્રમાણે ઉપદેશ આપી બન્ને જ્ઞાની વિદ્યાધર મુનિવરો આકાશમાર્ગે અન્યત્ર ચાલ્યા ગયા.

શ્રી દ્રાવિડમુનિ, શ્રી વારિખિલ્લમુનિ વગેરે બધા મુનિ-વરો ભગવાનના ધ્યાનમાં લીન બની એક મહિનાના ઉપવાસ કરી, શ્રી સિદ્ધક્ષેત્રમાં રહ્યા. દિવસે દિવસે શુભધ્યાનમાં આગળ વધતાં ક્ષપકશ્રેણી માંડી ઘાતીકર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન પામી અંતર્મુહૂર્તમાં દશકોટી સાધુઓ સાથે સઘળાં કર્મોનો ક્ષય કરી કારતક સુદ ૧૫ ના દિવસે સિદ્ધિપદને પામ્યા.

શ્રી ભરત મહારાજા મોક્ષે ગયા પછી શ્રી દ્રાવિડમુનિ અને શ્રી વારિખિલ્લજીમુનિ મોક્ષે ગયા હતા.

## ૩ શ્રી અઇમુત્તામુનિ.

પેઢાલપુર નગરમાં વિજય નામના રાજાને શ્રીમતી નામે પત્ની હતી. તેમને એક પુત્ર થયો, તેનું નામ અતિમુક્ત

રાખવામાં આવ્યું. છ વર્ષની ઉંમરે શ્રી મહાવીર ભગવાન પાસે દીક્ષા લીધી.

એકવાર એક શેઠને ત્યાં અઇમુત્તામુનિ ગોચરી માટે ગયા. ત્યાં તેની પુત્રવધુએ મુનિને પૂછ્યું, કે 'કેમ અત્યારમાં ? બહુ મોડું થઇ ગયું કે શું ?' શબ્દ બે અર્થવાળા હતા, ગોચરી તથા દીક્ષાને લાગુ પડતા હતા. મુનિએ તેનો પૂછવાનો મર્મ સમજી જવાબ આપ્યો કે 'મરણ એ નક્કી છે, તે ક્યારે આવશે ? તે હું જાણતો નથી, એટલે દીક્ષા લીધી છે.'

એકવાર સાધુઓની સાથે ગામ બહાર ઠલ્લે ગયા હતા. ચોમાસાને લીધે ખાબોચિયાં પાણીથી ભરાયેલાં હતાં. આ જોઈ અઇમુત્તા મુનિએ પોતાનું પાત્ર પાણીમાં મૂકીને તરાવા લાગ્યા. સાધુએ આ જોઇને કહ્યું, કે 'આમ કરવાથી જીવની વિરાધના થાય, બહુ પાપ લાગે.' આ સાંભળીને બાળમુનિ શરમાઈ ગયા. પ્રભુ પાસે આવી ઇરિયાવહી કરતાં શુભ ભાવમાં ચઢ્યા, ક્ષપકશ્રેણી માંડી કેવળજ્ઞાન પામ્યા. ઘણા જીવોનો ઉપકાર કરી મોક્ષે ગયા.

## ૪ નારદ.

દ્વારિકા નગરીના દાહના અને યાદવોના નાશના સમાચાર સાંભળી હૃદયમાં દુઃખ પામતા નારદ શ્રી શત્રુંજય ગિરિવર ઉપર આવ્યા, ત્યાં પોતાના અવિરતિપણાની નિંદા કરતાં અને શ્રી ઋષભદેવ પ્રભુનું ધ્યાન ધરી નારદે અનશન કર્યું. ચાર શરણાં અને ચાર મંગળને સ્વીકારી શુક્લધ્યાનનું ધ્યાન કરતાં ક્ષપકશ્રેણી માંડી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે ગયા.

આ અવસર્પિણી અને ઉત્સર્પિણી કાળમાં નારદો એકાણું લાખ સાથે આ ગિરિવર ઉપર મોક્ષે ગયેલા છે.

આ દેરી પાસે કારતક સુદ ૧૫ મે મેળો ભરાય છે.

થોડું આગળ જતાં ડાબી બાજુ હીરાબાઇનો કુંડ આવે છે, ત્યાંથી આગળ જતાં ભૂખણદાસ (બાવળ) કુંડ આવે છે. જે સુરતવાળા ભૂખણદાસે બંધાવ્યો હતો. ત્યાંથી આગળ થોડા પગથિઆં ચઢ્યા પછી જમણી બાજુ ઉંચા ઓટલા ઉપર એક દેરીમાં પાંચ ઉભી મૂર્તિઓ છે. તે પાંચ પાંડવોની મૂર્તિ નથી, પણ ૧ રામ, ૨ ભરત, ૩ થાવચ્ચાપુત્ર, ૪ શુક-પરિવ્રાજક અને ૫ શૈલકાચાર્યની છે. તેમનાં દૃષ્ટાંત નીચે પ્રમાણે છે.

## ૧-૨ શ્રી રામ અને શ્રી ભરત

શ્રી રામ અને શ્રી ભરત એ દશરથરાજાના પુત્રો હતા. પોતાનો પૂર્વભવ સાંભળી દીક્ષા ગ્રહણ કરી હતી. શત્રુંજય તીર્થ ઉપર ત્રણ ક્રોડ સાથે મોક્ષમાં ગયા છે. શ્રી રામ અને શ્રી ભરતનું ચરિત્ર જૈન રામાયણમાં પ્રસિદ્ધ હોવાથી વધુ અહિં લખ્યું નથી.

## ૩ શ્રી થાવચ્ચાપુત્ર

દ્વારિકા નગરીમાં થાવચ્ચા નામની સાર્થવાહી રહેતી હતી. તેમનો પુત્ર થાવચ્ચાપુત્ર નામથી પ્રસિદ્ધિને પામ્યો. યુવાન વય પામતાં માતાએ બત્રીસ સુંદર કન્યાઓ પરણાવી. સંસારનાં સુખો ભોગવવા લાગ્યા. ભગવાન શ્રી નેમિનાથની દેશના સાંભળી એક હજાર પુરૂષો સાથે દીક્ષા ગ્રહણ કરી.

શૈલક નામના નગરના રાજા શૈલકને પ્રતિબોધ કરી શ્રાવક બનાવ્યા. ત્યારબાદ શુક નામના પરિવ્રાજકને પ્રતિબોધ પમાડયો એટલે શુકપરિવ્રાજકે પોતાના સર્વ શિષ્યો સાથે જૈન દીક્ષા અંગીકાર કરી.

થાવચ્ચાપુત્રે પોતાનો અંતકાળ નજીક જાણી શ્રી સિદ્ધગિરિજી ઉપર આવ્યા અને અનશન કર્યું, એક માસને અંતે કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા.

## ૪. શુકપરિવ્રાજક

થાવચ્ચાપુત્રના ઉપદેશથી દીક્ષા લીધેલા શુકપરિવ્રાજક ક્રમે કરીને આચાર્ય થયા હતા. તેઓ પોતાના શિષ્યો સાથે વિચરતા શૈલક નગરમાં આવ્યા. ત્યાં શુકાચાર્યે શૈલક રાજા અને પાંચસો મંત્રીઓને દીક્ષા આપી. અનુક્રમે યોગ્યતા જોઈ તેમને આચાર્યપદ આપી શૈલકાચાર્ય કર્યા.

શુકાચાર્યે લાંબા કાળ સુધી ઘણો ઉપકાર કર્યો અને એક હજાર મુનિવરો સાથે સિદ્ધગિરિ મહાતીર્થમાં કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા.

## ૫ શૈલકાચાર્ય

આચાર્યપદ પામી પૃથ્વી ઉપર વિચરતા શૈલકાચાર્યના શરીરમાં રોગ ઉત્પન્ન થયા. તેથી ચિકિત્સા માટે તેમના પુત્ર મહુક રાજાએ વિનંતિ કરી, આચાર્યને પોતાના નગરમાં લઇ ગયા અને નિરોગી કર્યા. નિરોગી થવા છતાં રસલોલુપતાને આધીન બની શિથિલ થયેલા શૈલકાચાર્યની પંથક નામના વિનીત શિષ્ય ઉત્તમ પ્રકારે સેવા કરતા હતા.

એકવાર ચૌમાસી ખામણાં કરતાં પંથક મુનિએ શૈલકાચાર્યના પગે સ્પર્શ કર્યો. શૈલકાચાર્યની નિદ્રામાં ખલેલ પડી. પંથક મુનિએ કહ્યું કે 'ચૌમાસી ખામણા કરવા માટે આપના ચરણનો સ્પર્શ કર્યો, તે આ મારા અપરાધની ક્ષમા કરો.' આ વચન સાંભળતાં શૈલકાચાર્યને પોતાની પ્રમાદ દશાનો ખ્યાલ આવ્યો. આલોચના કરી પરિવાર સાથે શ્રી સિદ્ધગિરિજી ઉપર આવ્યા. એક મહિનાનું અનશન કરી પાંચસો શિષ્યો સાથે કેવળજ્ઞાન પામીને મોક્ષસુખને પામ્યા.

ભુખણદાસ કુંડની પાસેના ચોતરા પાસે ખુલ્લા છત્રી વગરના એક પગલાં છે. તેની પાસે બીજી એક દેરી છે. તેમાં સુકોશલ મુનિનાં પગલાં છે.

## સુકોશલ મુનિ

અયોધ્યા નગરીના રાજા કીર્તિધરના તેઓ પુત્ર હતા. તેમની માતાનું નામ સહદેવી હતું. કીર્તિધર રાજાએ ગર્ભસ્થ પુત્રને રાજ્ય સોંપી દીક્ષા લીધી. ત્યારબાદ સુકોશલે પણ પોતાની ધાવમાતા પાસેથી પિતા મુનિની વાત જાણી. પિતા મુનિની પાસે દીક્ષા લીધી. તેમની માતા સહદેવીને પુત્રનો વિયોગ અસહ્ય થઇ પડયો. આર્તધ્યાનમાં મરણ પામી, એક પહાડી જંગલમાં વાઘણ થઇ.

એક વખત બન્ને રાજર્ષિ શ્રી કીર્તિધર મુનિ અને શ્રી સુકોશલ મુનિ તે પહાડ ઉપર વિહાર કરતા હતા, ત્યાં આ વાઘણે જોયા અને રોષ આવ્યો અને મુનિઓને ફાડી ખાવા દોડી. ત્યાં પિતામુનિએ પુત્ર મુનિને સાધી લેવાની ક્ષણ

સમજાવી, બન્ને કાઉસ્સગ્ગ ધ્યાનમાં રહ્યા. વાઘણે સુકોશલ મુનિ ઉપર પહેલો હુમલો કર્યો. મુનિ અંતગડ કેવળી થઈ મોક્ષમાં ગયા.

સુવર્ણ-સોનાની દાઢ જોતાં વાઘણ વિચારમાં પડી. શ્રી કીર્તિધર મુનિએ ઉપદેશ આપ્યો. વાઘણ જાતિસ્મરણ પામી અનશન કર્યું અને દેવગતિ પામી. તેની આ સ્થાપના છે.

જરા આગળ એક દેરીમાં શ્રી નમિ અને શ્રી વિનમિનાં પગલાં છે. તેમનો અધિકાર આ પ્રમાણે છે.

## શ્રી નમિ-શ્રી વિનમિ

નમિ એ કચ્છના પુત્ર હતા અને વિનમિ એ મહાકચ્છના પુત્ર હતા. નમિ અને વિનમિને શ્રી ઋષભદેવ ભગવંતે પુત્ર તરીકે સ્થાપેલા. નમિ અને વિનમિને કોઈ કાર્ય પ્રસંગે અન્ય સ્થાને મોકલેલા તે દરમ્યાન ભગવાન શ્રી ઋષભદેવે પોતાના સો પુત્રોને બહલી વગેરે રાજ્યો વહેંચી આપીને સંયમનો સ્વીકાર કરેલ.

નમિ અને વિનમિ આવ્યા અને પોતાને કોઈ દેશ મળ્યો નહિ અને 'પ્રભુ હવે મમતા રહિત થયેલા છે.' એવું નહિ જાણતાં બન્ને જણા પ્રભુ પાસે જઈને પુત્રની જેમ પ્રભુ પાસે રાજ્યભાગ માંગવા લાગ્યા, અને 'અમે ભરતની સેવા કરીશું નહિ.' એવી પ્રતિજ્ઞા કરીને પ્રભુની સેવા કરવા લાગ્યા. પ્રભુ જ્યાં ઉભા હોય ત્યાં આજુબાજુનો કચરો દૂર કરી, પાણીનો છંટકાવ કરે, સુગંધી પુષ્પો પાથરે અને રાજ્યના ભાગની

માંગણી કરે. આ પ્રમાણેનો નિત્યક્રમ બની ગયો.

એક વખતે ધરણેન્દ્ર ભગવંત પાસે આવ્યા. તેમણે પ્રભુના પૌત્રો નમિ-વિનમિની પરીક્ષા કરી તો પ્રભુ ઉપર અતિ ભક્તિવાળા જણાયા, તેથી તેમની ભક્તિથી પ્રસન્ન થઈ ધરણેન્દ્રે તેમને સોળ હજાર વિદ્યાઓ આપી અને વૈતાઢય પર્વત ઉપર આવેલી દક્ષિણ શ્રેણીમાં ૫૦ નગરો નમિને અને ઉત્તર શ્રેણીનાં ૬૦ નગરો વિનમિને આપ્યાં અને બન્નેને વિદ્યાધર રાજા બનાવ્યા. બન્ને રાજ્યનું સુખપૂર્વક પાલન કરે છે.

ભરત મહારાજા છ ખંડને સાધતા વૈતાઢયગિરિ પાસે આવ્યા અને ત્યાં નમિ-વિનમિ વિદ્યાધર સાથે યુદ્ધ થયું. બાર વરસે નમિ-વિનમિ હાર્યા અને ભરતચક્રવર્તિની આજ્ઞા સ્વીકારી.

ત્યારબાદ નમિ-વિનમિએ વૈરાગ્ય પામી પોતાના પુત્રને રાજ્ય સોંપી શ્રી ઋષભદેવ પ્રભુ પાસે જઇ દીક્ષા લીધી. સુંદર પ્રકારે ચારિત્રરત્નનું પાલન કરતા શ્રી સિદ્ધગિરિજી ઉપર આવ્યા અને બે ક્રોડ મુનિઓ સાથે અનશન કરી ફાગણ સુદ ૧૦ ના દિવસે બે ક્રોડ મુનિવરો સાથે કેવલજ્ઞાન પામી મોક્ષે ગયા છે.

પછી આગળ ચાલતાં હનુમાનધાર આવે છે. ત્યાં ડાબી બાજુ ચોતરા ઉપર પૂર્વાભિમુખ શ્રી ઋષભદેવ ભગવાનનાં પગલાં છે. જમણી બાજુ હનુમાનની ઉભી મૂર્તિ છે. અહીં પવનની ઠંડી લહેરી આવવાથી યાત્રાળુઓને આરામ લેવાનું મન થાય એવું સુંદર સ્થળ છે. ઉકાળેલા તથા ઠંડા પાણીની પરબ પણ છે. અહીંથી બે રસ્તા પડે છે. જમણી બાજુના

રસ્તે નવે ટુંકમાં જવાય છે. ડાબી બાજુના ચાલુ રસ્તે આદીશ્વરજી દાદાની મોટી ટુંકમાં જવાય છે.

હનુમાનધારથી દાદાની ટુંકના રસ્તે જતાં વળાંક આગળ જમણી બાજુ ડુંગરની લેખડમાં કોતરેલી મૂર્તિઓ છે, ત્યાં પગથિઆં કોતરેલાં છે. ત્યાં જાળી, મયાળી ને ઉવયાળીની કાઉસ્સગ્ગ ધ્યાને ઉભેલી મૂર્તિઓ છે પછી પગથિઆં ચઢતાં વચમાં ડાબી બાજુ કોટમાં એક સ્થાનક છે પછી સામે રામપોળનો ભવ્ય કલાત્મક દરવાજો દેખાય છે. જે ૫૪ હજાર રૂપિયાના ખર્ચે તૈયાર થયેલો છે. બાજુમાં કલાત્મક પાણીની પરબ છે.

નવે ટુંકને ફરતો કોટ બાંધેલો છે. અંદર જવા માટે ૧ રામપોળ, ૨ ઘેટીની બારી, ૩ નવટુંક. એમ ત્રણ રસ્તા છે. દરવાજો સાંજે બંધ થઈ જાય છે. સવારે જ્યારે પ્રકાશ થાય છે ત્યારે ખોલવામાં આવે છે.

શ્રી ગિરિરાજ ઉપર વચ્ચે વિશ્રામ લેવા માટે થોડે થોડે છેટે વિસામા બાંધવામાં આવ્યા છે તથા ઠંડા અને ગરમ (ઉકાળેલા) પાણીની સગવડ પણ રાખવામાં આવે છે.

રામપોળની અંદર પ્રવેશ કરતાં સામે પાંચ શીખરોવાળું અને ત્રણ શીખરવાળું એમ બે દહેરાસરો આવેલાં છે. આખા ગિરિરાજ ઉપર પાંચ શીખરવાળું આ એક જ દહેરાસર છે.

યાત્રિકે ઉપર બતાવેલ વંદનીય પગલાં વગેરે સ્થાને દર્શન–વંદન–પૂજનપૂર્વક સુંદર ભાવના ભાવતાં યાત્રા કરવી.

શ્રી શત્રુંજય ગિરિવર ઉપર લગભગ નાનાં-મોટાં થઇ હજાર જેટલાં જિનમંદિરો છે. એક જ જગ્યાએ આટલી મોટી સંખ્યામાં સુંદર મંદિરો દુનિયાભરમાં કોઇપણ સ્થળે નથી. આટલી ઉંચી જગ્યાએ કરોડો રૂપિયાના ખર્ચે તૈયાર થયેલાં આરસ-પત્થરોનાં મંદિરોની હાર જોઈને સૌ કોઈ આશ્ચર્ય પામે છે.

આ મંદિરોમાં કળા અને સ્થાપત્યનું અજબ મિશ્રણ કરવામાં આવેલું છે. સ્વચ્છ, મનોહર અને કલાત્મક મંદિરો જોતાં આત્માને અનેરો આનંદ થાય છે. નયનો તૃપ્ત બને છે, હૃદય આહ્લાદિત થાય છે. મગજમાં દિવ્ય સ્ફુર્તિ આવે છે. આખો ગિરિરાજ જાણે સુંદર મંદિરોથી મઢી લીધો હોય એમ લાગે છે. આ મંદિરો વગેરે બંધાવવામાં રાજાઓએ, પ્રધાનોએ, શેઠિયાઓએ તેમજ સામાન્ય લોકોએ પણ લાખો અને ક્રોડો રૂપીયાનો સદ્વ્યય કરેલો છે. તે ધર્મશ્રદ્ધા, પ્રભુ-ભક્તિ, ઉદારતા, તીર્થની પ્રભાવકતાને જ આભારી છે.

મંદિરોમાં જ્યાં જૂઓ ત્યાં પ્રભુભજન સિવાય બીજો કોઇ અવાજ નથી, ભક્તિ સિવાય બીજું વાતાવરણ નથી. શાંતરસ સિવાય બીજો કોઇ રસ નથી, ઘંટરણકાર સિવાય બીજો કોઇ રણકાર નથી. જ્યાં કેસર-સુખડ, બરાસ, ધૂપ, પુષ્પો વગેરેની સુવાસ ચારે તરફ મહેકી રહી હોય છે. ચારે તરફ જ્યાં નજર કરો ત્યાં પ્રભુપ્રતિમા અને મંદિરો નજ-રમાં આવે છે.

આ ગિરિવર ઉપરનાં મંદિરો સમુદ્ર સપાટીથી લગભગ

૧૮૦૦ ફીટ ઉંચાં છે. તળેટીથી દાદાનો દરબાર અઢી માઇલ થાય છે. ઉપરના ભાગમાં બે વિભાગો–ટેકરી છે, તેમાં એક ઉત્તર દિશા તરફની ટેકરી ઉપર સાત ટુંકો અને દક્ષિણ દિશા તરફની ટેકરી ઉપર દાદાની વિશાળ ટુંક આવેલી છે.

## (૫) નવટુંકોનું વર્ણન

### ૧. દાદાની ટુંક

રામપોળમાં પેસતાં સામે પંચશિખરી મંદિરમાં શ્રી વિમલનાથ ભગવાન અને બાજુમાં ત્રણ શિખરી મંદિરમાં શ્રી સુમતિનાથ ભગવાન છે. બાજુમાં મોતીશાહશેઠની ટુંકનો બગીચો, મોટો કુંડ, ટુંકના કીલ્લાના ભાગમાં કુંતાસર દેવીનો ગોખલો છે.

વીસેક પગથિયાં ચડયા પછી *સગાળ પોળનો ભવ્ય કલાત્મક દરવાજો આવે છે, અહીં યાત્રાળુઓની ચીજ–વસ્તુઓ સાચવી રાખવાની વ્યવસ્થા છે. પાસે ઓફીસ છે. સામે નોંધણકુંડ છે. બાજુમાં સુંદર ઓરડીઓ નવી બંધાવી છે. તે પછી ઉપર *વાઘણ પોળનો દરવાજો આવે છે.

વાઘણ પોળના સુંદર કલાત્મક દરવાજામાં દાખલ થતાં ડાબી બાજુ એક નાનુ ૧–શ્રી આદિનાથજીનું મંદિર છે, તેની બાજુ ૨–શ્રી શાંતિનાથ ભગવાનનું મંદિર છે, અહીં બીજું ચૈત્યવંદન કરવું. અહીં પ્રભુના દર્શન કરતાં શ્રી ગિરિ-રાજ ઉપર *વાઘણ પોળનો દરવાજો આવે છે.

---

* આ બધા દરવાજા હાલમાં નવા બનાવાયેલા છે.

વાઘણ પોળના સુંદર કલાત્મક દરવાજામાં દાખલ થતાં ડાબી બાજુ એક નાનુ ૧–શ્રી આદિનાથજીનું મંદિર છે, તેની બાજુ ૨–શ્રી શાંતિનાથ ભગવાનનું મંદિર છે, અહીં બીજુ ચૈત્યવંદન કરવું. અહીં પ્રભુના દર્શન કરતાં શ્રી ગિરિરાજ ઉપર ચઢતાં લાગેલો બધો થાક ઉતરી જાય છે મન પ્રફુલ્લિત બની જાય છે.

બહાર નીકળતાં નીચેની બાજુમાં શ્રી ગિરિરાજ તીર્થની અધિષ્ઠાત્રી શ્રી ચક્રેશ્વરીમાતાની મનોહર મૂર્તિ છે તથા બાજુના ભાગમાં શ્રી વાઘેશ્વરીદેવીની મૂર્તિ છે. આ બન્ને દેવીઓ આગળ દેવીની સ્તુતિ કરાય તથા શ્રાવક-શ્રાવિકાઓ પ્રણામ કરી શકે, પણ દેવ–દેવી આગળ ખમાસમણ દેવાય નહિ.

**ડાબી બાજુનાં મંદિરો:**–૧ શ્રી આદિનાથ, ૨ શ્રી શાંતિનાથ, ૩ સુપાર્શ્વનાથ–ચોરીવાળું, 'ભુલભુલામણી મંદિર' કહેવાય છે. આબુજીની કોરણી જેવું કમલપત્ર તથા નાગપાશનું દૃશ્ય ઘુમટમાં કોતરેલું છે. અંદર ઘુમટમાં સુંદર કલાત્મક કામ તથા વિવિધ પ્રકારનાં દૃશ્યો છે. શ્રી નેમનાથની ચોરી વગેરે કોતરેલાં છે. ત્રણ મજલામાં ચોમુખજી છે. આ શાશ્વત મેરૂ તીર્થ છે. બાજુમાં મોક્ષ બારી તેમાં સાંઢણી ઉભી છે.

૪ શ્રી પદ્મપ્રભસ્વામિ, ૫ શ્રી આદિનાથ, ૬ શ્રી વિમલનાથ, ૭ શ્રી અજિતનાથ, ૮ શ્રી અજિતનાથ, ૯ આરસનાં સુંદર મંદિરમાં શ્રી મહાવીરસ્વામિ, ૧૦ શ્રી સહસ્રફણા પાર્શ્વનાથ, ૧૧ શ્રી ધર્મનાથ ૧૨ શ્રી ચંદ્રપ્રભસ્વામિ, ૧૩

શ્રી પાર્શ્વનાથ, ૧૪ શ્રી સુમતિનાથ, ૧૫ શ્રી ધર્મનાથ ૧૬ શ્રી શાંતિનાથ, ૧૭ શ્રી સહસ્રફણા પાર્શ્વનાથ, ૧૮ શ્રી શાંતિનાથ, ૧૯ શ્રી શ્રેયાંસનાથ, ૨૦ કુમારપાળના મંદિરમાં શ્રી આદિનાથ ફરતી બે મોટી દેરીઓ તથા બીજી નાની ૨૪ દેરીઓ છે.

**જમણી બાજુના મંદિરો** — ૨૧ પંચતીર્થી (આ મંદિર કેશવજી નાયકની ટુંકના નામે ઓળખાય છે) મંદિર આગળ સમવસરણ, ડાબે હાથે સમેતશિખરજી, જમણા હાથે મેરૂ ગિરિવર, મૂળનાયક તથા પાછળ અષ્ટાપદ. સામે નીચેના ભાગમાં ૨૨ પુંડરિકજી. ફરતી ૬૮ દેરીઓ છે. આ બે મંદિરો દશમી–અગીઆરમી ટુંકથી ઓળખાય છે. ૨૩ શ્રી સુમતિનાથ, ૨૪ શ્રી પદ્મપ્રભસ્વામિજી, ૨૫ સમવસરણ, ૨૬ શ્રી પદ્મપ્રભસ્વામિ, ૨૭ શ્રી પાર્શ્વનાથ, ૨૮ શ્રી આદિનાથ, ૨૯ શ્રી અમીઝરા પાર્શ્વનાથ, ૩૦ શ્રી પાર્શ્વનાથ, ૩૧–૩૨ શ્રી ચંદ્રપ્રભસ્વામિ, ૩૩ શ્રી આદિનાથ, ૩૪ શ્રી પાર્શ્વનાથ, ૩૫ શ્રી અજિતનાથ, ૩૬ શ્રી સંભવનાથ, ૩૭ શ્રી મહાવીરસ્વામિ, ૩૮ શ્રી રીખવદેવ, ૩૯ શ્રી નેમિનાથ, ૪૦–૪૧–શ્રી આદિનાથ, ૪૨–શ્રી ધર્મનાથ, ૪૩–૪૪ શ્રી આદિનાથ, ૪૫ શ્રી પદ્મપ્રભસ્વામિ, ૪૬-બાજુમાં શ્રી શત્રુંજય મહાત્મ્યના કર્ત્તા શ્રી ધનેશ્વરસૂરિજીની બે શિષ્યો સહિતની આરસની મૂર્તિ છે, ૪૭–સો સ્થંભનું ચોમુખજીનું, ૪૮-પાછળ શ્રી શાંતિનાથ, ૪૯–કપડવંજવાળાનું શ્રી આદિનાથ, ૫૦–૫૧ શ્રી સંભવનાથ, ૫૨ શ્રી આદિનાથ, ૫૩–શ્રી સુમતિનાથ.

દાદાના દરબારમાં ૧ મુખ્ય મંદિર શ્રી આદિનાથ ભગ-

વંત, ૨—સહસ્રકુટ, ૩ ૧૪૫૨ ગણધર મંદિર, ૪—શ્રી આદિ-નાથ, (શ્રી સીમંધરના નામે ઓળખાતું) ૫ નવા શ્રી આદીશ્વરજી, ૬—સમવસરણ, ૭ ચોમુખજી, તથા વીસવિહરમાન ૮—ચોમુખજી, ૯—રાયણ પગલાનું, ૧૦—શ્રી સહસ્રફણા પાર્શ્વનાથ, ૧૧—શ્રી આદિનાથ, ૧૨—શ્રી સુમતિનાથ, ૧૩-વીસવીહરમાન, ૧૪—શ્રી અષ્ટાપદજી, ૧૫, ચૌદ રતનનું, ૧૬—ચોમુખજી.

ફરતી કુલ ૧૨૧ દેરીઓ છે. તે ઉપરાંત, મુખ્ય શિખરની ત્રણ બાજુ ગોખલાઓમાં મૂર્તિઓ બિરાજમાન છે. મુખ્ય શિખર શ્રી આદિનાથ, સીમંધરસ્વામિના નામથી ઓળખાતું મંદિર તથા ચૌમુખજી એમ ત્રણ મંદિરના ઉપરના ભાગમાં મૂર્તિઓ બિરાજમાન છે. બધે ખાસ દર્શન કરવાં.

લીંમડાના ઝાડ નીચે એક દેરીમાં પગલાં છે, બાજુમાં એક પાળીયો છે, તેના માટે એમ કહેવાય છે કેઃ—

## વીર વિક્રમશી

પાલિતાણા શહેરમાં ભાવસાર જ્ઞાતિનો વિક્રમશી નામનો એક યુવક પોતાના ભાઇ અને ભાભી સાથે રહેતો હતો.

ઉનાળાના દિવસોમાં એક વખત વિક્રમશી કપડાં ધોઇને હાથમાં ધોકો અને કપડાં લઇને મધ્યાહ્ન વખતે ઘેર આવ્યો, ભૂખ પણ ઘણી લાગી હતી તેથી હાથ—પગ ધોઇને રસોડામાં ગયો, રસોઇને વાર હતી, તેથી તેણે ગુસ્સામાં ભાભીને કહ્યું, કે 'બપોર થઇ ગયા છતાં હજુ રસોઇ કરી નથી ? મારે શું ખાવું ? ઘેર બેઠાં બેઠાં આટલું યે થતું નથી ?'

આવા શબ્દો સાંભળી ભાભીએ કહ્યું, કે 'રસોઇને થોડી ાર લાગી એમાં આટલો ગુસ્સો કોના ઉપર કરો છો? હજુ .મારા ભાઇ કમાય છે અને તમારે ઠીક છે બેઠા બેઠા તાગડ- ધેન્ના કરવા છે. બહુ બળ હોય તો સિદ્ધાચળની યાત્રા બંધ ે તે છોડાવોને? સિંહને મારો તો ખરા શૂરવીર જાણું.'

ભાભીનું મેણું સાંભળતાં જ ધોકો હાથમાં લઇને ચાલી ીકળ્યો અને પ્રતિજ્ઞા કરી, 'જ્યાં સુધી સિંહને મારી ન ાખું ત્યાં સુધી ઘરમાં પગ ન મૂકવો.'

તળેટી પાસે આવી મિત્રોની વિદાય લીધી અને કહ્યું, કે ઉપર જઇ સિંહને મારીને ઘંટ વગાડું તો જાણજો કે સિંહ ાાર્યો છે, નહિતર મને મરી ગયેલો જાણજો.'

વિક્રમશી ગિરિરાજ ચઢતો ચઢતો સિંહને શોધવા લાગ્યો ો એક ઝાડ નીચે સિંહ સૂતેલો પડયો હતો. જુવાને વિચાર્યું ;, સૂતેલાને કેમ મરાય? અવાજ કરી સિંહને જગાડયો, સેંહ જેવું ઉંચું જોવા જાય છે, તેવો હાથમાં રહેલા ધોકાનો ોવો ફટકો લગાવ્યો કે સિંહ તરફડીયાં ખાતો નીચે પડી ાયો અને બેભાન થઇ ગયો.

વિક્રમશી સિંહને મરી ગયેલો જાણી ઘંટ વગાડવા માટે ાલ્યો, જેવો ઘંટ વગાડવા જાય છે ત્યાં પાછળથી આવી સેંહે ઝપટ મારી, યુવાન નીચે પડી ગયો, પણ સિંહની ોપરી તૂટી ગયેલી હોવાથી ત્યાં ને ત્યાં મરણ પામ્યો, યુવા- ને થયું કે સિંહને તો માર્યો પણ ઘંટ કેમ વગાડવો? બધી

શક્તિ એકઠી કરી, ઘા ઉપર કપડાની મજબૂત ગાંઠ બાંધી દીધી, ધીમે ધીમે ઉભો થઇ જોરથી ઘંટ વગાડવા લાગ્યો.

ઉપર આવીને થોડે દૂર રહીને રાહ જોતાં લોકો ઘંટનો અવાજ સાંભળી નજીક આવી પહોંચ્યા. જુએ છે તો એક બાજુ સિંહ મરેલો પડ્યો છે. બીજી બાજુ વિક્રમશીનો મૃત દેહ પડયો છે.

'પ્રાણુનો ભોગ આપી યાત્રા ખુલ્લી કરી.' આથી લોકોએ લીંબડાના ઝાડની નીચે આ વિક્રમશીનો પાળીયો પત્થરમાં બનાવીને રાખેલો છે. ઉપર જાવ ત્યારે જોશો તો તે પાળીયો આજે પણ ઉભો છે.

સામે હાથીપોળ આવે છે. બે મોટા પત્થરના આબેહૂબ હાથીઓ સહિત કલાત્મક દરવાજો બની ગયો છે. બહારથી ડાબી બાજુ ગલીમાં આગળ જતાં સૂર્યકુંડ આવે છે, બાજુમાં ભીમ નામનો કુંડ છે, એક મનોહર છત્રીવાળો વિસામો છે તેમાં શ્રી આદીશ્વર ભગવાનનાં પગલાં સંવત ૧૯૪૫ માં સ્થાપન કરેલાં છે.

## સૂર્યકુંડનો પ્રભાવ

આભાપુરીમાં વીરસેન નામના રાજાને ચંદ્રકુમાર નામનો પુત્ર હતો. તેની અપર માતા વીરમતી ચંદ્રકુમાર ઉપર દ્વેષ રાખતી હતી. ચંદ્રકુમારનાં લગ્ન એક સુંદર રાજકુમારી ગુણાવલી અને બીજી પ્રેમલાલચ્છી સાથે થયાં હતાં. વીરસેન રાજાએ ચંદ્રકુમારને રાજગાદી ઉપર બેસાડ્યો. ચંદ્રકુમાર રાજા બન્યો.

એક વખત વીરમતીએ દ્વેષને લીધે સ્ત્રીચરિત્ર કેળવી ચંદ્રરાજાને કુકડો બનાવી દીધો.

સોળ સોળ વરસનાં વાણાં વ્યતીત થઈ ગયાં.

એકવાર પ્રેમલાલચ્છી કુકડાને લઇને શ્રી સિદ્ધગિરિજીની યાત્રાએ આવી, ત્યાં કુકડો બનેલા ચંદ્રરાજાને લઇને સૂર્ય-કુંડની પાસે આરામ કરવા બેઠી. ત્યાં કુકડાને પોતાની પૂર્વ અવસ્થા સાંભળી અને વિચારવા લાગ્યો કે “ અહો ! તીર્યંચ અવસ્થામાં સોળ વર્ષ પસાર થઇ ગયાં, ક્યાં મારી ગુણાવલી, ક્યાં મારું રાજ્ય ? ક્યાં મારાં સગાં સંબંધીઓ ? અરે ! શોક્ય માતા પોતેજ વૈરીણી બની. નટોની સાથે દેશ દેશાવર ફર્યો, છેવટે પ્રેમલાલચ્છી મળી, સાથે રહેવા છતાં કેવો વિયોગ ? ખરેખર આ રીતે જીવીને શું કરવું ? કોણુ કોનું સગું છે. ” આમ વિચારી કુકડાએ મરી જવા માટે એકદમ સૂર્યકુંડમાં ઝંપાપાત કર્યો.

પ્રેમલાલચ્છી આ જોઇ એકદમ ગભરાઇ ગઈ અને બોલી ઉઠી અરે ! આ શું થયું ? હવે હું ક્યાં જાઉં ? તે પણ કુકડાને બચાવવા સૂર્યકુંડમાં પડી, પકડવા જતાં કુકડાને પગે બાંધેલો દોરો જીર્ણ થયેલો તેના હાથમાં આવતાં તૂટી ગયો, અને આશ્ચર્ય વચ્ચે કુકડો મટી ચંદ્રરાજા બની ગયા, બન્ને તરીને કાંઠે આવ્યાં, એક બીજાને ઓળખ્યાં, આનંદ આનંદ થઇ ગયો, સૂર્યકુંડનો પ્રભાવ સૌના જાણવામાં આવ્યો.

પછી બન્ને જણાએ શ્રી આદીશ્વર ભગવાનની ખૂબ ભાવથી ભક્તિ કરી. રાજ્ય મેળવી આત્માનું કલ્યાણ કર્યું દીક્ષા

લઇ દેવલોકને પ્રાપ્ત કર્યો.

*

મહીપાલ રાજાનો કોઢ અનેક ઉપચારો કર્યા છતાં મટયો ન હતો તે આ સુરજકુંડના જળના પ્રભાવથી નાશ પામ્યો હતો. આ સૂરજકુંડ ઉપર કુકડાની મૂર્તિ રાખેલી છે.

હાથીપોળમાં દાખલ થતાં ડાબી બાજુ પૂજા કરનારને ન્હાવા માટે ગરમ તથા ઠંડા પાણીની સગવડ, કપડા મૂકવા માટે ખાનાં છે, ભાઇઓ તથા બહેનોને ન્હાવાને માટે અલગ અલગ ઓરડીઓ બનાવેલી છે. બાજુમાં કેસર–સુખડ માટેનું સ્થાન છે, જમણી બાજુએ ફુલો વેચનારા બેસે છે.

સ્નાન કર્યા પછી ફુલો વેચનારને અડી ન જવાય તેનું ધ્યાન ગખવું જરૂરી છે. માળા માટે ફુલો ગુંથેલા હોય તે જ લેવાં, સોયથી પરોવેલાં હોય તે ન લેવાં.

રતનપોળના નવા દરવાજામાં દાખલ થતાં સામે મધ્યભાગમાં શ્રી આદીશ્વરજી દાદાના મુખ્ય મંદિરનાં દર્શન થાય છે, તે ભોંય તળીએથી બાવન હાથ ઉંચું છે, ૧૨૪૫ કુંભોનાં મંગળ ચિહ્ન, ૨૧ સિંહોનાં વિજય ચિહ્ન શોભી રહ્યાં છે. ચાર યોગિની અને દશ દિક્‌પાલો, ૩૨ તોરણ, ૩૨ પૂતળીઓ, ૭૨ આધાર સ્તંભો વગેરેથી યુક્ત શીલ્પશાસ્રને અનુસાર બંધાવેલું છે. આ મંદિર 'નંદિવર્ધન' નામથી ઓળખાય છે.

મુખ્ય મંદિરનો ચૌદમો ઉદ્ધાર બાહડમંત્રીએ સં. ૧૨૧૩ માં કરાવેલો, તેમાં પંદરમા તથા સોળમા ઉદ્ધારમાં ખાસ વિશેષ ફેરફાર થયો નથી, વારંવાર રીપેર કામ થતાં રહ્યાં છે.

બાંધણી કાયમ છે. મૂળનાયક ભગવંતની મૂર્તિ નવી ભરાવીને પ્રતિષ્ઠિત કરવામાં આવી હતી. હાલ પણ રીપેરકામ ચાલુ છે.

શ્રી આદીશ્વરજી દાદાની અનુપમ ભવ્ય જ્યોતિર્મયી ચમત્કારીમૂર્તિનાં દર્શન કરતાં હૈયું નાચી ઉઠે છે, સંતાપો ભૂલી જવાય છે, ભાવનાઓ બળવાન બને છે, ત્યાંથી ખસવાનું દિલ થતું નથી. જાણે આખો દિવસ દાદાની સામે જ બેસી રહીએ, અહીં ત્રીજું ચૈત્યવંદન કરવું ( ત્રણ પ્રદક્ષિણા કર્યા બાદ ચૈત્યવંદન કરાય )

હાલમાં ચારે તરફ ૨૮૯ દેરીઓ, ૪૩૩૯ પાષાણનાં પ્રતિમાજી, ૫૦ ધાતુનાં પ્રતિમાજી, ૧૫૦૦ લગભગ પગલાંની જોડીઓ છે, સં. ૨૦૨૧ માં ઘણી દેરીઓ કાઢી નાખી મૂર્તિઓ વગેરે ઉપાડી લઈ ચોક ખુલ્લા કરવામાં આવેલ છે. તથા શીખરને ફરતી બધી જ દેરીઓ કાઢી નાખી શિખરનું શિલ્પકામ ખુલ્લુ કરવામાં આવેલ છે. લગભગ ૭૦૦ જેટલી મૂર્તિઓ ઉઠાવી લેવામાં આવી છે. તે એક નવું સુંદર બાવન જિનાલય મંદિર દાદાની ટુંકની બાજુમાં બંધાવીને બધી મૂર્તિઓને તેમાં પધરાવવામાં આવશે. હાલ આ મૂર્તિઓ જુનું સ્નાન કરવાનું ધાર્યું હતું ત્યાં પબાસન કરીને બિરાજમાન કરવામાં આવેલી છે.

મંદિર પાસે આરસ જડિત રથયાત્રાનો ચોક છે, અહીં દાદાની રથયાત્રા કાઢવામાં આવે છે. રથયાત્રાના વરઘોડા માટે રથ, પાલખી, ઐરાવણ હાથી, ચાંદીની ગાડી વગેરે સામગ્રી તેમજ સુવર્ણ મેર વગેરે વસ્તુઓ રાખવામાં આવેલી છે.

## ત્રણ પ્રદક્ષિણા

દાદાના દહેરાસરમાં ત્રણ પ્રદક્ષિણા કરવાથી બધી દેરીમાં રહેલાં પ્રતિમાજીનાં દર્શન થાય છે; દર્શન-જ્ઞાન-ચારિત્રની પ્રાપ્તિ માટે ત્રણ પ્રદક્ષિણા દેવાય છે.

**પહેલી પ્રદક્ષિણા**—દાદાનાં દર્શન કરી, ત્યાં ત્રીજું ચૈત્યવંદન કરી રંગમંડપમાં ફરતા ગોખલાઓમાં દર્શન કરી, જમણી બાજુથી નીકળી દાદાના દહેરાસરની દક્ષિણ દિશાના દરવાજા સામે સહસ્રકુટનું મંદિર છે.

સહસ્રકુટની અંદર નીચે મુજબની ૧૦૨૪ શ્રી જિન-પ્રતિમાઓ હોય છે, તે આ મુજબ—

૨૪૦, પાંચ ભરતક્ષેત્રા અને પાંચ ઐરવતક્ષેત્રો=૧૦ ક્ષેત્રમાં ૨૪-૨૪ વર્તમાનકાળની ચોવીસીની.

૨૪૦, પાંચ ભરતક્ષેત્રા અને પાંચ ઐરવતક્ષેત્રો=૧૦ ક્ષેત્રમાં ૨૪-૨૪ ગઇ ચોવીસાની.

૨૪૦, પાંચ ભરતક્ષેત્રા અને પાંચ ઐરવતક્ષેત્રો=૧૦ ક્ષેત્રમાં ૨૪-૨૪ આવતી ચોવીસીની

૧૨૦, ચોવીસે તીર્થંકર ભગવંતનાં ૫-૫ કલ્યાણકોની,

૧૬૦, પાંચ મહાવીદેહક્ષેત્રના ઉત્કૃષ્ટકાળની

૨૦, ,, ,, જઘન્ય કાળની

૪, શાશ્વત જિનની.

૧૦૨૪ કુલ.

સહસ્રકુટનાં દર્શન કરી દાદાના દહેરાસર ફરતાં દર્શન કરતા ઉત્તર દિશા તરફ ૧૪૫૨ ગણધરનાં પગલાં આવે છે, તે ચોવીસે તીર્થંકર ભગવંતોના ગણધરોનાં પગલાં છે.

| તીર્થંકર | ગણધરો | તીર્થંકર | ગણધરો | તીર્થંકર | ગણધરો |
|---|---|---|---|---|---|
| પહેલાના | ૮૪ | નવમાના | ૮૮ | સત્તરમાના | ૩૫ |
| બીજાના | ૯૫ | દશમાના | ૮૧ | અઢારમાના | ૩૩ |
| ત્રીજાના | ૧૦૨ | અગીયારમાના | ૭૬ | ઓગણીસમાના | ૨૮ |
| ચોથાના | ૧૧૬ | બારમાના | ૬૬ | વીસમાના | ૧૮ |
| પાંચમાના | ૧૦૦ | તેરમાના | ૫૭ | એકવીસમાનો | ૧૭ |
| છઠ્ઠાના | ૧૦૭ | ચૌદમાના | ૫૦ | બાવીસમાના | ૧૧ |
| સાતમાના | ૯૫ | પંદરમાના | ૪૩ | તેવીસમાના | ૧૦ |
| આઠમાના | ૯૩ | સોળમાના | ૩૬ | ચોવીસમાના | ૧૧ |
| | | | | કુલ | **૧૪૫૨** |

આગળ ચાલતાં શ્રી આદીશ્વરજીનું દહેરાસર (જેને કેટલાકો શ્રી સીમંધરસ્વામિજી કહે છે) નાં દર્શન કરવાં. આ પહેલી પ્રદક્ષિણા થઈ.

## બીજી પ્રદક્ષિણા.

નવા આદીશ્વર ભગવાન (જે મૂળનાયકજીની નાસિકા વિજળી પડવાથી ખંડિત થઇ હતી તેમના સ્થાને પધરાવવા માટે આ નવા આદીશ્વર ભગવાન, કાઉસ્સગીઆ અને પગલાં બનાવવામાં આવ્યાં હતાં, પણ દાદાની મૂર્તિ ઉત્થાપવા જતાં 'મા' કારનો અવાજ થયો. અધિષ્ઠાયકે રજા ન આપી. ઉદ્ધાર સુધી નહિ ઉઠાવવાનું જણાવ્યાથી દાદાની પ્રતિમા

કાયમ રાખવામાં આવી. આ નવા આદીશ્વર ભગવાન ( વસ્તુ, પાળના દહેરાસરમાં ગયા સૈકામાં સુરતવાળા તારાચંદભાઇ સંઘવીએ પ્રભુજીની પ્રતિષ્ઠા કરાવી છે. ) ના દહેરાસરથી બીજી પ્રદક્ષિણા શરૂ કરવી. નવા શ્રી આદીશ્વર ભગવાનનાં દર્શન કરી, બહાર નીકળી સાંકડી ગલીમાં દર્શન કરતાં આરસના સુંદર મેરુપર્વત ઉપર ચૌમુખજીનાં દર્શન કરી સમેતશીખર-જીનાં દર્શન કરતાં રાયણવૃક્ષ પાસેથી નીકળી ગણધર પગલાંની પાછળની બાજુમાં નવો દાદર છે તેના ઉપર ચઢી શ્રી દાદાના મંદિરના ઉપરના ભાગમાં આવવું, અંદરના ભાગમાં તથા બહારના ભાગમાં બધે દર્શન કરી શ્રી સીમંધરસ્વામિના નામથી ઓળખાતા મંદિરના શિખરમાં ચૌમુખજીનાં દર્શન કરી મોટા ચૌમુખજીના ઉપરના શિખરમાં પણ દર્શન કરી નીચે ઉતરવું પછી સહસ્રફણા પાર્શ્વનાથનાં દર્શન કરવાં. અહીં બીજી પ્રદક્ષિણા પુરી થાય છે.

## ત્રીજી પ્રદિક્ષણા

ત્રીજી પ્રદક્ષિણા શ્રી પુંડરિક સ્વામિજીના દહેરાસરની પાસે બહારના ભાગથી શ્રી આદીશ્વર ભગવાનના દહેરાસરથી શરૂ થાય છે, ત્યાં દર્શન કરી, દેરીઓમાં દર્શન કરતાં શ્રી સુમતિનાથ ભગવાનના દહેરાસરમાં દર્શન કરવાં, મોટી ભમતીમાં દર્શન કરતાં આગળ જતાં વીસ વિહરમાનનાં દહેરાસરમાં દર્શન કરવા. તેમાં ગભારામાં વીસ વિહરમાન છે અને રંગમંડપમાં ચોવીસ ભગવાન છે પછી બહાર નીકળી પાછળના ભાગમાં દર્શન કરી અષ્ટાપદજીનાં દર્શન કરી

રાયણ વૃક્ષને ત્રણ પ્રદક્ષિણા આપવી. રાયણ વૃક્ષનો મહિમા અપરંપાર છે.

## રાયણ વૃક્ષનો મહિમા

આ રાયણ વૃક્ષ શાશ્વત છે, શ્રી આદીશ્વર ભગવંતની પાદુકાથી શોભે છે. શ્રી ઋષભદેવ પ્રભુ અનેક વખત આ વૃક્ષ નીચે સમવસરેલા છે, તેથી આ વૃક્ષ તીર્થથી પણ ઉત્તમ તીર્થની જેમ વંદન કરવા યોગ્ય છે. દરેક પત્ર, ફળ અને શાખા ઉપર દેવતાઓનાં સ્થાનકો છે, માટે પ્રમાદથી પત્ર, ફલાદિ તોડવાં નહિ.

જેના ઉપર દૂધની ધારા વર્ષે તેના આલોક અને પરલોક સુખકારી થાય છે.

સુવર્ણ, રત્ન કે મુક્તાફલથી વંદનાપૂર્વક પૂજા કરવામાં આવે તો સ્વપ્નમાં સર્વ શુભાશુભ કહી આપે છે. આનું પૂજન કરવાથી શાકીની, ભૂત, વેતાળ, રાક્ષસાદિનો વળગાડ પણ દૂર થઇ જાય છે તેમજ કોઇ પ્રકારના તાવ વગેરે આવતા નથી.

આ વૃક્ષનાં સ્વાભાવિક રીતે નીચે પડેલાં પત્ર-પુષ્પ કે શાખાને લઇ આવી જીવની પેઠે સાચવી રાખવાં. એના જળનું સિંચન કરવાથી સર્વ પ્રકારનાં અનિષ્ટો નાશ પામે છે.

આ વૃક્ષની પશ્ચિમ દિશા તરફ એક દુર્લભ રસ કુપિકા છે, એના રસના ગંધ માત્રથી લોખંડ સુવર્ણ થઇ જાય છે. અઠ્ઠમનો તપ કર્યો હોય અને દેવીની પૂજા-નમસ્કાર આદિના

ભાવવાળો હોય તેવો કોઇ વિરલ પુરુષ, રસકૂપિકા મેળવી શકે છે. જો આ રાયણવૃક્ષ પ્રસન્ન હોય તો બીજી કોઇ વસ્તુની જરુર રહેતી નથી.

ભૂતકાળમાં થઈ ગયેલા તીર્થંકરો, આ ચોવિશીના અહીં આવેલા તીર્થંકરો અને ભવિષ્યકાળમાં જે જે તીર્થંકરો અહીં આવશે તેઓ બધા અહીં સમવસરે છે.

રાયણ પાદુકાનાં દર્શન કરી ત્રીજું ચૈત્યવંદન કરવું. તેની બાજુમાં સર્પ–મયુરની આકૃતિઓ છે.

ત્યાર પછી આગળના દહેરાસરમાં નમિ, વિનમિ શ્રી ઋષભદેવ પાસે રાજ્યની માંગણી કરતા હોય તેવા દેખાવની પ્રતિમા છે. જોડે ભરતેશ્વર તથા બાહુબળીજી અને બ્રાહ્મી સુંદરી, 'વીરા મોરા ગજ થકી ઉતરો'ના દેખાવની મૂર્તિઓ છે ત્યાંથી આગળ ગોખલામાં વિજય શેઠ અને વિજયા શેઠાણીની મૂર્તિ છે. (જેને જમાડવાથી ૮૪૦૦૦ મહાત્માઓને સૂઝતો આહાર આપ્યા જેટલું ફળ મળે છે.) ચૌદ હોવાથી ચૌદ રતન પ્રતિમાજીના દહેરાસરનાં દર્શન કરી ભમતીમાં દર્શન કરતા કરતા શ્રી પુંડરિક સ્વામિજીના દહેરાસરમાં આવવું ત્યાં દર્શન કરી ચૈત્યવંદન કરવું.

ચૈત્યવંદન પાંચ નીચે મુજબ પણ કરાય છે.

૧ જયતલાટી, ૨ શ્રી શાંતિનાથ ભગવાન, ૩ રાયણ–પાદુકા, ૪ શ્રી પુંડરિકસ્વામિજી અને ૫ શ્રી દાદાનું એમ પાંચ ચૈત્યવંદનો સમજવાં.

## હવે બાકીની ટુંકોનું વર્ણન

હનુમાનધારથી નવટુંક તરફના રસ્તે જતાં થોડું ચઢતાં જમણી બાજુ એક દેરી છે, તેમાં ભીલડી મોક્ષે ગયેલી તેનાં પગલાં સ્થાપન કરેલાં છે. આગળ ચઢતાં તલાટીથી બે માઇલને બે ફર્લોંગે આઠ ટુંકોમાં જવાની બારી છે. તેમાં દાખલ થઇ ડાબી બાજુ અંગારશા પીર આવેલા છે.

મુસલમાન બાદશાહોની સૌરાષ્ટ્રની ચઢાઈઓ શ્રી શત્રુંજય ઉપર ન આવે તે માટે દીર્ઘદષ્ટિથી આ કબર રાખવામાં આવેલી છે.

દંતકથા એવી છે કે શાહબુદ્દીનઘોરીના વખતમાં હીજા નામનો થાણદાર હતો, તેનું બીજું નામ અંગારશા હતું.

એક વખત અંગારશા ભગવાનની મૂર્તિ ઉપર હળ મારવા ગયો, ત્યારે ભગવાનના મસ્તકમાંથી હજારો ભમરા છુટયા અને અંગારશાને ચોંટી પડયા. બૂમાબૂમ અને ચીસો પાડતો અંગારશા ભાગ્યો, સંપ્રતિમહારાજાના મંદિર પાસે આવતાં ચત્તોપાટ પછડાઇ પડયો અને મૃત્યુ પામ્યો. તેની અવગતિ થવાથી તે જીન (ઝંડ) થયો. તે યાત્રાળુઓને હેરાન કરવા લાગ્યો. એક આચાર્યે મંત્રવિદ્યાના બળે બોલાવ્યો અને પૂછયું, કે 'શા માટે યાત્રિકોને હેરાન કરે છે?' તેણે કહ્યું, કે હું આ ટેકરી ઉપર મૃત્યુ પામ્યો હતો માટે મારા નામની કબર ચણાવશો તો હું યાત્રિકોને હેરાન નહિ કરૂં.' આચાર્યના કહેવાથી સંઘે તેની કબર બનાવી. તે અંગારશા પીરના નામે ઓળખાય છે.

મુખ્ય તો તીર્થની રક્ષા માટે કબર કરવામાં આવી હોય એમ લાગે છે.

## ૧ ખરતર વસહિ–ચૌમુખજીની ટુંક

સૌથી પહેલાં ખરતરવસહિની ટુંક આવે છે આ ટુંકમાં પેસતાં જમણી બાજુમાં શેઠ નરશી કેશવજીની ટુંક છે. સંવત ૧૯૨૧ માં પ્રતિષ્ઠા કરવામાં આવેલી છે. મૂળનાયક શ્રી અભિનંદન ભગવાન છે. આજુબાજુ ભમતીમાં ૩૪ દેરી છે. તેમાં ૧૭ ખાલી છે. ઉપર ત્રણ ચોમુખજી છે. સામે વલ્લભકુંડ છે. આગળ જતાં વચમાં શ્રી શાંતિનાથ ભગવાનનું પ્રાચીન મંદિર છે. એ પછીનાં મંદિરો ૧૯ મી સદીમાં બંધાયેલાં છે.

૧ શ્રી શાંતિનાથ, ૨ મરૂદેવીમાતા, ૩ શ્રી ચંદ્રપ્રભસ્વામિ, ૪ શ્રી ધર્મનાથ, ૫ શ્રી કુંથુનાથ, ૬ શ્રી અજિતનાથ, ૭ શ્રી ચંદ્રપ્રભસ્વામિ, ૮ શ્રી ઋષભદેવજી, ૯ શ્રી ચૌમુખજી, ૧૦ શ્રી સુમતિનાથજી, ૧૧ શ્રી સંભવનાથ, ૧૨ શ્રી ઋષભદેવજી વગેરેનાં મંદિરો છે.

આગળ જતાં ચૌમુખજીનું મુખ્ય દહેરાસર છે.

આ ટુંકનું શિખર ૨૫–૩૦ માઈલ દૂરથી દેખાય છે.

૨૭૦×૧૧૬ ફીટ લાંબા–પહોળા ચોકમાં મધ્ય ભાગમાં શ્રી આદીશ્વર ભગવાનનો ચતુર્મુખ ૬૩×૫૭ ફુટનો ભવ્ય પ્રાસાદ છે. ૯૬ ફીટ ઉંચું શીખર છે, બે માળ છે. શ્રી આદીશ્વર ભગવાનની ચાર મનોહર ભવ્ય મૂર્તિઓ સિંહા-

સન ઉપર સ્થાપક કરેલી છે. ઉપર શિખરમાં ચૌમુખજી છે. ફરતાં દહેરાસરો, ભમતી વગેરે આવેલી છે. બધે દર્શન કરવાં

આ દહેરાસરમાં પ્રાયઃ ૫૮ લાખ રૂપીયાનો ખર્ચ થયો છે, તેમાં ૮૪૦૦૦ રૂપીયાનાં તો માત્ર દોરડાં વપરાયાં હતાં એમ કહેવાય છે.

આ મંદિર સં. ૧૬૭૫ માં બાંધવામાં આવ્યું છે. સવા અને સોમજીએ આ ટુંક બંધાવી છે તેથી સવા સોમાની ટુંક પણ કહેવાય છે.

૧. શ્રી ઋષભદેવનું મુખ્ય મંદિર, ૨ શ્રી પુંડરિકસ્વામી, ૩-૪ શ્રી શાંતિનાથ, ૫ શ્રી પાર્શ્વનાથ, ૬ શ્રી સીમંધર-સ્વામિ, ૭ શ્રી અજિતનાથ, ૮ શ્રી આદીશ્વરજી, ૯ શ્રી શાંતિનાથ. ૧૦ શ્રી પાર્શ્વનાથ, ૧૧ રાયણ અને ગણધરના પગલાં વગેરે મંદિરો આવેલાં છે.

ચૌમુખજીની ટુંકની પાછળની બારી પાછળ પાંડવોનું મંદિર, તેની પાછળ સહસ્રકુટ મંદિર તથા ૧૭૦ જિનેશ્વર અને ચૌદરાજલોકનો પટ આરસમાં કોતરેલા છે.

## સવા સોમાની ટુંકનો ઇતિહાસ

વણથલી ગામમાં પ્રામાણિકતા, પ્રતિષ્ઠા અને શુભ નિષ્ઠાના મુદ્રાલેખવાળા સવચંદ શેઠ વેપાર કરતા હતા. શેઠ-શાહુકારો બધા તેમને પોતાની મીલ્કત આપતા અને જ્યારે જોઈએ ત્યારે પાછી મેળવતા.

એક ઇર્ષાખોર વેપારીએ એક ગીરાસદારના કાન ભંભેરી

કહ્યું કે 'સવચંદ શેઠ ખોટમાં છે, માટે તમારી મુડી હવે પાછી મળી રહી !'

ગિરાસદારે શેઠ પાસે આવી પોતાની બધી મુડી પાછી માગી, તે ટાઈમે પેઢીમાં એટલી રોકડી રકમ ન હતી, વહાણો આવ્યાં ન હતાં, ઉઘરાણી પણ જલ્દી પતે એમ ન હતી. પ્રતિષ્ઠાનો સવાલ હતો, જો ના કહે તો આબરુ જાય તેમ હતું, શેઠને મુંઝવણ થઇ, થોડીવાર વિચાર કરી અમદાવાદના પ્રતિષ્ઠિત સોમચંદ શેઠ ઉપર મોટી હુંડી લખી આપી. લખતાં લખતાં આંસુનાં બે ટીપાં હુંડી ઉપર પડી ગયાં, હુંડી ગિરાસદારને આપી.

ગિરાસદાર નામ પૂછતો સોમચંદ શેઠને ત્યાં ગયો. શેઠ બહાર ગયા હતા, માણસોએ તેના ઉતારા વગેરેની સરભરા કરી, મુનિમે હુંડી લીધી, વાંચીને સવચંદ શેઠનું ખાતું શોધવા લાગ્યો પણ ખાતું મળ્યું નહિ એટલે ગિરાસદારને કહ્યું કે શેઠ આવે ત્યારે આવજો.

ગિરાસદારને શંકા પડી, લાખ રૂપીયાની હુંડી હતી. બે કલાક ફરીને પાછો આવ્યો. સોમચંદ શેઠ હુંડી હાથમાં લઇ તપાસવા લાગ્યા. ખાતાવહી તપાસરાવી પણ મુનિમે કહ્યું કે 'તેમનું ખાતું નથી.' સોમચંદ શેઠની નજર હુંડી ઉપર પડેલાં આંસુ ઉપર પડી. અક્ષરો પણ ધ્રુજતા હાથે લખાચેલા હોય એમ લાગ્યું. શેઠ બધી વાત સમજી ગયા. શેઠે પોતાને ખાતે રકમ લખીને હુંડીની રકમ ગિરાસદારને આપી દીધી.

થોડા દિવસ પછી સોમચંદ શેઠનું નામ લેતા કોઇ મહેમાન આવ્યા. શેઠે આઙતિયા ધારી પોતાના ઘેર લઈ ગયા, જોખમ ગાડીમાંથી પટારામાં મુકાવ્યું. જમ્યા બાદ વાત નીકળતાં શેઠને કહ્યું કે 'તમારા રૂપીયા વ્યાજ સાથે લઇ ખાતું ચુકતે કરો.'

શેઠને આશ્ચર્ય થયું કે 'શેના રૂપીયા? શેની વાત?' મહેમાને યાદી આપી, હુંડીની વાત કરી. આપે હુંડી સ્વીકારી, મારી લાજ રાખી હતી.

સોમચંદ શેઠે કહ્યું કે એ રૂપીયાનો જમે ખર્ચ નંખાઇ ગયો છે, સંકટમાં આવેલા સાધર્મિકને સહાય કરવી તે મારી ફરજ હતી, માટે હવે તે રૂપીયા મારાથી લેવાય નહિ, સવચંદ શેઠ ખૂબ આગ્રહ કરવા લાગ્યા. બન્ને રૂપીયા લેવાની ના પાડે છે. હવે શું કરવું?

છેવટે નક્કી કરવામાં આવ્યું કે 'આ રકમમાં બીજી રકમ ઉમેરી શ્રી શત્રુંજય ઉપર મંદિર બંધાવવું.' શત્રુંજય ઉપર ઉંચામાં ઉંચી ટુંક બાંધવામાં આવી.

આ રીતે આ ચૌમુખજીની ટુંકનું સં. ૧૬૭૫ માં નિર્માણ થયું, આને સવાસોમાની પણ ટુંક કહેવાય છે.

## ૨. છીપાવસી

આ ટુંક ભાવસાર ભાઇઓએ સંવત ૧૯૭૧માં બંધાવી છે, મૂળનાયક શ્રી આદીશ્વર ભગવાન છે. ટુંકમાં છ મંદિરો છે.

૧ શ્રી ઋષભદેવ, ૨ શ્રી શ્રેયાંસનાથ, ૩ શ્રી નેમિનાથ.

૪ શ્રી અજિતનાથ અને ૫ શ્રી શાંતિનાથ ભગવાનની બે દેરીઓ સામસામે હતી. શ્રી નંદિષેણસૂરીશ્વરજીએ અજિત-શાંતિની રચના કરતાં બન્ને દેરીઓ સાથે આવી ગઇ એમ કહેવાય છે ૬ શ્રી સુપાર્શ્વનાથ એમ છ મંદિરો છે. એક છત્રીમાં પગલાં છે.

## ૩. સાકરવસી

આ ટુંક અમદાવાદવાળા શેઠ સાકરચંદ પ્રેમચંદે સંવત ૧૯૮૩ માં બંધાવી છે. મૂળનાયક શ્રી ચિંતામણી પાર્શ્વનાથ મોટા પંચધાતુના છે. બન્ને બાજુએ સ્ફટિકરત્નના સાથિયા છે.

અહીં ૧ શ્રી ચિંતામણીપાર્શ્વનાથ, ૨ શ્રી પુંડરિકસ્વામી, ૩ શ્રી પદ્મપ્રભસ્વામિ, ૪ પાંડવોનું મંદિર આ ટુંકમાં ગણાય છે.

## ૪. નંદીશ્વર ( ઉજમફઇ ) ની ટુંક

અમદાવાદના નગરશેઠ પ્રેમાભાઈનાં ફઈ ઉજમફઈએ આ ટુંક સંવત ૧૮૯૩ માં બંધાવી છે. આમાં નંદીશ્વરદ્વીપમાં આવેલાં બાવન જિનાલયોની રચના કરવામાં આવી છે, ચારે બાજુ પથ્થરમાં કોતરેલી જાળી બનાવેલી છે.

શ્રી કુંથુનાથ અને શ્રી શાંતિનાથનાં બે મંદિરો છે.

## ૫. શેઠ હેમાભાઇની ટુંક

અમદાવાદના નગરશેઠ હેમાભાઇએ આ ટુંક સં. ૧૮૮૨ માં બંધાવી હતી અને સંવત ૧૮૮૬ માં પ્રતિષ્ઠા થયેલી, મુખ્ય મંદિર ઉપર ત્રણ શિખરો છે. મૂળનાયક શ્રી અજિતનાથ ભગવાન છે. ૨ શ્રી પુંડરિકસ્વામિ, ૩-૪ ચૌમુખજીનાં મંદિરો છે.

## ૬. પ્રેમવસી (મોદી)ની ટુંક

અમદાવાદના ધનાઢ્ય વેપારી મોદી પ્રેમચંદ લવજીએ આ ટુંક સંવત ૧૮૩૭ માં બંધાવી છે.

મોદી પ્રેમચંદ લવજીભાઇ સંઘ લઇને શ્રી સિદ્ધગિરિજી આવ્યા હતા. શ્રી આદીશ્વર ભગવંત આદિ ટુંકોનાં દર્શન કરી ખૂબ હર્ષિત થઇ ગયા અને એક સુંદર ટુંક બંધાવવાની ભાવના થઇ, તેથી સુંદર ટુંક બંધાવી છે. મૂળનાયક શ્રી આદીશ્વર ભગવાન છે. સામે ૨–શ્રી પુંડરિકસ્વામિજીનું મંદિર છે. ૧૪૫૨ ગણધરનાં પગલાં છે.

જમણી તથા ડાબી બાજુએ બે માળના ૩–૪ શ્રી સહસ્રફણા પાર્શ્વનાથનાં મંદિર આરસનાં બંધાવેલાં છે. ઉપર ચૌમુખજી છે, નીચે બધા પ્રતિમાજી પાર્શ્વનાથ ભગવાનનાં છે. આબુની કોરણી જેવા બે સુંદર ગોખલા કરાવેલા છે. આ ગોખલા સાસુ વહુના કહેવાય છે. સ્તંભો ઉપર સાસુ–વહુની કથા બતાવતી પુતળીઓ છે.

સાસુને પગે સાપ કરડે છે અને વહુને પગે વાંદરો કરડે છે. આ દૃશ્ય સમજાવે છે કે સાસુ–વહુએ કુટુંબ વ્યવહાર સારી રીતે ચલાવવો હોય તો સંપીને રહેવું, કજીયો–કંકાસ કરશો તો બન્નેને નુકશાન થશે.

૫–શ્રી અજિતનાથ, ૬–શ્રી ચંદ્રપ્રભસ્વામિજીનાં મંદિર છે. ફરતો કિલ્લો છે.

નીચેના ભાગમાં કુંડ આવેલો છે, પગથિયાં પાસે શેઠની

કુળદેવી માતાજીની મૂર્તિ છે, માતાજી ચમત્કારી ગણાય છે.

કુંડ પાસે પોણોસો જેટલાં પગથિયાં ઉતરતાં પહાડમાં કોતરેલી વિશાળ કાય શ્રી આદીશ્વરજી ( અદબદજી ) ની મૂર્તિ છે. ૧૮ ફુટ ઊંચી અને ૧૪।। ફુટ પહોળી છે. ધરમદાસ શેઠે સંવત ૧૬૮૬ માં પ્રતિષ્ઠા કરાવી છે.

## ૭. બાલાવસીની ટુંક

ઘોઘાના દીપચંદભાઇ ( હુલામણું નામ બાલાભાઇ ) એ આ ટુંક સંવત ૧૮૯૩ માં બંધાવી છે મૂળનાયક શ્રી આદીશ્વર ભગવાન છે. માળ ઉપર ચૌમુખજી વગેરે મૂર્તિઓ છે.

૨ પુંડરીકસ્વામિજી, ૩ ચૌમુખજી, ૪ શ્રી વાસુપૂજ્ય-સ્વામિ, ૫ શ્રી અજિતનાથ અને ૬ શ્રી શાંતિનાથ ભગવાનનાં મંદિરો છે. બધી ધાતુની ૪૫૮ પ્રતિમાજીઓ આ ટુંકમાં બે કોઠામાં પધરાવેલ છે. ખાસ દર્શન કરવાં.

## ૮. મોતીશા શેઠની ટુંક

મુંબઇમાં મોતીચંદ શેઠ વહાણવટાનો ધંધો કરતા હતા, ધીમે ધીમે આઠ વહાણો પોતાનાં કર્યાં.

એક વખત વહાણ ચીન તરફ જતું હતું, તેમાં દાણ-ચોરીનું અફીણ છે એવો વહેમ સરકારને પડયો, તેથી તે વહાણ પકડવા સ્ટીમર લોન્ચ મુકી, શેઠને આ વાતની ખબર પડી, શેઠે સંકલ્પ કર્યો કે ' જો વહાણ બચી જાય તો તેની કુલ આવક શ્રી શત્રુંજય તીર્થ ઉપર ખરચી નાખવી. '

પુણ્યયોગે વહાણ બચી ગયું. બાર-તેર લાખ રૂપીયાની

આવક થઇ. એ રકમ શ્રી શત્રુંજય તીર્થ ઉપર ખરચવા માટે જુદી કાઢી મુકી.

મોતીશા શેઠ શ્રી સિદ્ધગિરિજી આવ્યા. ટુંક બંધાવવા માટે જગ્યા કોઇ દેખાઈ નહિ. છેવટે શેઠની નજર શ્રી મૂળનાયકજી અને ચૌમુખજીની ટુંક વચ્ચે એક મોટી ખીણ ઉપર પડી અને વિચારવા લાગ્યા કે 'જો આ ખીણ પુરી દઇએ તો સુંદર ટુંક બંધાવી શકાય.' ખીણ એટલી બધી ઉંડી હતી કે નીચે નજર કરતાં આંખે અંધારાં આવી જાય. શેઠે તો કોઇપણ રીતે ખીણ પુરી તેના ઉપર મંદિર બંધાવવાનો નિર્ણય કરી લીધો.

ખાતમુહૂર્ત કરવામાં આવ્યું. દેશપરદેશથી મજુરો બોલાવ્યા. ખીણ પુરવાનું કામ ધમધોકાર ચાલવા લાગ્યું. પાણીના એક હાંડાના ચાર આના આપીને પણ પાણી મંગાવવામાં આવ્યું હતું. ખીણ પુરાઇ ગઇ તેના ઉપર વિમાન આકારનાં સુંદર મંદિરો આજે ઉભાં છે. મંદિરોના બાંધકામમાં રૂા. એંશીહજારનાં દોરડાંનો ખરચ થયો હતો.

દહેરાસરોની પ્રતિષ્ઠાનાં મુહૂર્તો નક્કી થયાં, પણ પ્રતિષ્ઠા કરાવ્યા પહેલાં જ શેઠ તો ૧૮૯૨ ના ભાદરવા સુદ ૧ ના રોજ સ્વર્ગે સિધાવ્યા.

શેઠની ભલામણ મુજબ સોરઠનો સંઘ સંવત ૧૮૯૩ ના પોષ વદી એકમના પાલીતાણા આવ્યો. સંઘમાં એક હજાર સંઘવીઓ અને સવાલાખ જેટલા યાત્રાળુઓ હતા. બધી

વ્યવસ્થા શેઠના મિત્ર અમરચંદ દમણી અને ફુલચંદ કસ્તુર-ચંદ સારી રીતે કરતા હતા.

અઢાર દિવસ ઝાંપે ચોખા મુકાયા હતા. રોજના જમણનો ખરચ તે વખતે ચાલીશ હજાર રૂપીયા આવતો હતો. પ્રતિષ્ઠા સંવત ૧૮૯૩ ના મહા વદ ૨ ના દિવસે શેઠના પુત્ર ખીમચંદભાઈએ કરી હતી.

## મંદિરોની રચના

શેઠ મોતીશાની ટુંકની રચના 'નલિની ગુલ્મ' વિમાનના આકારે છે. તેના ફરતો ચાર કોઠાવાળો સુંદર કોટ છે, મુખ્ય મંદિરમાં શ્રી આદીશ્વરજી ભગવાનની મનોહર મૂર્તિ છે, ઉપરના ભાગમાં, બીજે અને ત્રીજે માળ ચૌમુખજી પધરાવેલા છે. સામી બાજુ શ્રી પુંડરિકસ્વામિજીનું મંદિર છે. બન્ને બાજુ બે માળનાં મંદિર છે. મુખ્ય મંદિરને ફરતા નાનાં-મોટાં મંદિરો તથા મોટી ભમતીમાં દેરીઓ આવેલી છે, સહસ્રકુટ અને ચૌમુખજી ઉપરના માળ ઉપર ચૌમુખજી પધરાવેલા છે. કુલ પાંચ ઠેકાણે માળ ઉપર પ્રભુજી પધરાવેલા છે. બાંધણી બધી પદ્ધતિસરની મનોહર છે.

આખી ટુંકમાં કુલ ૧૬ મંદિરો અને ૧૨૩ દેરીઓ છે. ૧ શ્રી પુંડરિકસ્વામિ, ૨-૩ શ્રી ધર્મનાથ, ૪-૫ ચૌમુખજી, ૬ શ્રી ઋષભનાથ, ૭ ચૌમુખજી, ૮ શ્રી આદીશ્વરજી, ૯ શ્રી પદમપ્રભસ્વામિ, ૧૦ શ્રી પાર્શ્વનાથ, ૧૧ શ્રી ગણધર પગલાં, ૧૨ સહસકુટ, ૧૩ શ્રી સંભવનાથજી, ૧૪ શ્રી સુપાર્શ્વનાથ, ૧૫ શ્રી મહાવીરસ્વામિ અને ૧૬ મૂલનાયકજી. કુલ ૧૬ મંદિરો છે.

બહારના ભાગમાં એક મોટો કુંડ છે, કુંડ ઉપર કુંતાસર દેવીની મૂર્તિ છે. સામી બાજુથી પંચશીખરી અને ત્રણ શીખરી ( જે રામપોળની અંદર સામી બાજુ આવેલાં છે. ) મંદિરો છે.

આખી ટુંકમાં ૩૦૩૧ આરસની પ્રતિમાજીઓ, ૧૪૫ ધાતુની પ્રતિમાજીઓ સ્ફટિક રત્નની પાંચ પ્રતિમા અને ૧૪૫૭ પગલાંની જોડ છે.

## નવે ટુંકનાં જિનમંદિરો વગેરેનો કોઠો.

| ક્રમ | ટુંકનું નામ | પ્રતિમાજી | ધાતુના પ્રતિમાજી | દહેરાઓ મોટી | દહેરાઓ નાની |
|---|---|---|---|---|---|
| ૧ | દાદાની મોટી ટુંક | ૪૩૩૯ | ૫૦ | ૪૪ | ૨૮૯ |
| ૨ | ચૌમુખજી (ખરતર વસહી) ની ટુંક | ૮૯ | ૧૦ | ૨૩ | ૨૧૨ ૧૭ખાલી |
| ૩ | છીપાવસીની ટુંક | ૪૮ | ... | ૬ | ૧૪ |
| ૪ | સાકરવસીની ટુંક | ૧૩૫૯ | ૧ | ૨ | ૩૫ ૮ ખાલી |
| ૫ | નંદીશ્વરની ટુંક | ૨૮૮ | ... | ૨ | ૬ |
| ૬ | હીમાભાઈની ટુંક | ૨૬૫ | ... | ૪ | ૩૪ ૩ ખાલી |
| ૭ | મોદીની ટુંક | ૫૨૫ | ૧ | ૪ | ૩૧ |
| ૮ | બાલાભાઇની ટુંક | ૨૭૦ | ૪૫૮ | ૪ | ૧૩ |
| ૯ | મોતીશાની ટુંક | ૩૦૧૧ | ૧૪૫ | ૧૬ | ૧૮૧ |
| | કુલ... | ૧૧૦૯૪ | ૬૬૫ | ૧૦૫ | ૮૧૫ |

દાદાની ટુંક, મોતીશાની ટુંક અને પાંડવોના દહેરામાં સહસ્રકુટ છે. દાદાની ટુંક, મોતીશાની ટુંક અને મોદીની ટુંકમાં ૧૪૫૨ ગણધરનાં પગલાં છે. પાંડવોના દહેરાની પાછળ સહસ્રકુટની બાજુમાં ૧૭૦ જિનનો પટ આવેલો છે.

નવે ટુંકમાં કુલ ૮૯૬૧ પગલાં છે તથા દેવીઓની શેઠ-શેઠાણીઓની ગુરુ-મૂર્તિઓ વગેરેની પણ ઘણી મૂર્તિઓ છે.

શત્રુંજય ગિરિરાજ ઉપર પગથિયાં સંવત ૨૦૦૬ માં બાંધવામાં આવ્યાં છે. આશરે ૩૭૫૦ પગથિઆં છે.

×=×

## જય તલાટીનું આગમમંદિર.

આગમોદ્ધારક પૂ૦ આચાર્ય શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મ. ના સદુપદેશથી તળેટીની પાસે અને શત્રુંજયના મુખદ્વાર રૂપ જામનગરના નગરશેઠ શ્રી પોપટલાલ ધારશીભાઇ તરફથી સં ૧૯૯૯ ના મહા વદ ૧૦ ના શુભ દિને ભવ્ય કલામય દેવ-શાળ શોભન જિનપ્રાસાદ શ્રી વર્ધમાન જૈન આગમમંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી છે.

આમાં સુપ્રસિદ્ધ પીસ્તાલીસ (૪૫) આગમોની વાણી આ આગમમંદિરમાં સંગેમરમર ઉપર મનોહર રીતે કોતરવામાં આવી છે અને આખાએ મંદિરમાં આગમોના શિલા-[illegible] અને કલ્પનાના ભવ્ય સ્મારક સમાં આંખોને [illegible] છે.

ભવ્ય દેવપ્રાસાદમાં શ્રી ચૌમુખજીની મનોહર મૂર્તિઓ છે. શિલાલેખોની આસપાસ સુંદર ૪૩ દેરીઓ છે.

બાજુમાં ગણધર મંદિર સોહે છે અને તેમાં ગણધરોની પ્રતિમાઓની રચના બહુ જ કળામય રીતે કરવામાં આવી છે. આ ગણધરમંદિર જામનગરનિવાસી શેઠ અમૃતલાલ કાળીદાસ તરફથી બંધાવવામાં આવ્યું છે.

આ મંદિરમાં એક મોટું સુંદર ભોંયરૂં છે અને તેમાં અનેક મૂર્તિઓ બિરાજમાન છે.

પૂજા માટે દરેક જાતની સામગ્રી રહે છે અને આ મંદિર સાથે એક બૃહત્ પુસ્તકાલયની પણ યોજના છે જેમાં હસ્ત લિખિત અને મુદ્રિત પુસ્તકોની બહુ મોટી સંખ્યા વ્યવસ્થિત રીતે ગોઠવી રાખવામાં આવી છે.



# વિભાગ ત્રીજો

## (૧) નવાણું યાત્રાની વિધિ.

નવાણું યાત્રા કરનારે નીચે લખેલા પાંચ સ્થળે દરરોજ ચૈત્યવંદન કરવાં જોઇએ.

(૧) ૧ ગિરિરાજ સન્મુખ તળેટીયે, ૨ શ્રી શાંતિનાથ-ભગવાનના દહેરાસરે, ૩ શ્રી રાયણ–પગલાં તળે. ૪ શ્રી પુંડરિક સ્વામિના દહેરાસરે. ૫ મૂળનાયક શ્રી આદીશ્વર ભગ-

વાનના દહેરાસરે તથા એકેક વખતે આ પાંચે સ્થાને સ્નાત્ર ભણાવવું જોઇએ.

(૨) નવાણું કરનારે દરરોજ ૧૦ બાંધી નવકારવાળી ગણવી એટલે નવાણું પૂરી થતાં એક લાખ નવકાર પૂરા થાય.

(૨) નવાણું કરનારે હંમેશાં બે વખત પ્રતિક્રમણ કરવું, સચિત્ત ત્યાગ. બ્રહ્મચર્યનું પાલન અને શક્તિ હોય તો એકાસણું કરવું, ભૂમિએ સંથારો કરવો, પગે ચાલીને યાત્રા કરવી.

(૪) ૯૯ યાત્રાઓ ગિરિરાજની કરવી. ઉપરાંત બીજી ઘેટીપાગની નવ મળી કુલ ૧૦૮ યાત્રાઓ કરવી.

(૫) યથાશક્તિ રથયાત્રાનો વરઘોડો ચઢાવવો. નવાણું પ્રકારી પૂજા ભણાવવી તથા આંગી રચાવવી.

(૬) હંમેશાં ત્રણ પ્રદક્ષિણા તથા એકવાર દાદાજીનાં મંદિરને ફરતી ૧૦૮ પ્રદક્ષિણા દેવી.

(૭) હંમેશા નવ સાથીઆ કરી નવ ફળ તથા નવ નૈવેદ્ય મૂકવાં.

(૮) દરરોજ શ્રી શત્રુંજયતીર્થ આરાધનાર્થે નવ લોગસ્સનો કાઉસ્સગ્ગ સાગરવર ગંભીરા સુધી કરવો.

(૯) હંમેશા યથાશક્તિ અષ્ટપ્રકારી પૂજા કરવી.

(૧૦) એક વખત ૧૦૮ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો.

(૧૧) શક્તિ હોય તો ચઉવિહારો છઠ્ઠ કરીને સાત યાત્રા કરવી. (સાત યાત્રા કરનાર ત્રીજા ભવે મોક્ષે જાય છે.)

પુંડરિકજીનું ધ્યાન કરવું, ઘેટીની પાગે, રોહીશાળાની પાગે અને શત્રુંજી નદીની પાગેથી એક એકવાર તો અવશ્ય યાત્રા કરવી તથા બાર ગાઉ, છ ગાઉ, ત્રણ ગાઉ ને દોઢ ગાઉની પ્રદક્ષિણા કરવી. આ રીતે બધી મળી કુલ ૧૦૮ યાત્રાઓ કરવી.

(૧૨) નવ વખત નવટુંકનાં દર્શન કરવાં, નવટુંકમાં દરેક ટુંકના મૂલનાયકની પાસે ચૈત્યવંદન કરવું.

(૧૩) એકવાર ગિરિરાજની પૂજા તલાટીથી માંડીને રામપોળની બારી સુધી જે જે પગલાં, પ્રતિમાજીઓ છે, તેની પૂજા કરવી; કંઇ અશાતના થઇ હોય તો તેનું નિવારણ થાય છે.

(૧૪) દરરોજ નવ ખમાસમણાં આ રીતે દુહા બોલીને દેવાં.

## સિદ્ધાચળજીના નવ દુહા

સિદ્ધાચલ સમરૂં સદા, સોરઠ દેશ મોઝાર;<br>
મનુષ્ય જન્મ પામી કરી, વંદુ વાર હજાર. ૧

સોરઠ દેશમાં સંચર્યો, ન ચઢ્યો ગઢગિરનાર;<br>
શેત્રુંજી નદી નાહ્યો નહિ, એનો એળે ગયો અવતાર. ૨

શેત્રુંજી નદીએ નાહીને, મુખ બાંધી મુખકોશ,<br>
દેવ યુગાદિ પૂજીએ, આણી મન સંતોષ. ૩

એકેકું ડગલું ભરે, શેત્રુંજા સામો જેહ;<br>
ઋષભ કહે ભવ ક્રોડનાં, કર્મ ખપાવે તેહ. ૪

શેત્રુંજા સમો તીરથ નહિં, ઋષભ સમો નહિ દેવ;
ગૌતમ સરિખા ગુરુ નહિ, વળી વળી વંદુ તેહ. ૫

જગમાં તીરથ દો વડા, શત્રુંજય ગિરનાર;
એક ગઢ ઋષભ સમોસર્યા, એક ગઢ નેમકુમાર. ૬

સિદ્ધાચલ સિદ્ધિ વર્યા, ગ્રહી મુનિલિંગ અનંત;
આગે અનંતા સિદ્ધશે, પૂજો ભવી ભગવંત. ૭

શત્રુંજયગિરિ—મંડણો, મરૂદેવાનો નંદ;
યુગલાધર્મ નિવારણો, નમો યુગાદિ જિણંદ. ૮

તન મન ધન સુત વલ્લભા, સ્વર્ગાદિ સુખ ભોગ;
વળી વળી એ ગિરિ વંદતાં, શિવરમણિ સંયોગ

## એકવીશ ખમાસમણના દુહા

સિદ્ધાચળ સમરૂં સદા, સોરઠ દેશ મોઝાર,
મનુષ્ય જન્મ પામી કરી, વંદુ વાર હજાર. ૧

અંગ વસન મન ભૂમિકા, પૂજો પગરણ સાર,
ન્યાય દ્રવ્ય વિધિ શુદ્ધતા શુદ્ધિ સાત પ્રકાર. ૨

કાર્તિક શુદ પુનમ દિને, દશ કોટિ પરિવાર;
દ્રાવિડ વારિખિલ્લજી, સિદ્ધ થયા નિરધાર. ૩

તીણે કારણ કાર્તિકી દિને, સંઘ સકળ પરિવાર,
આદિ જિન સન્મુખ રહી, ખમાસમણ બહુ વાર. ૪

એકવીશ નામે વર્ણવ્યો, તીહાં પહેલું અભિધાન;
શત્રુંજય શુકરાયથી, જનક વચન બહુમાન. ૫ (૧)

=*=

**અહીંયાં 'સિદ્ધાચળ સમરૂં સદા' એ દુહો પ્રત્યેક ખમાસમણ દીઠ કહેવો.**

સમોસર્યા સિદ્ધાચળે, પુંડરીક ગણધાર;
લાખ સવા મહાતમ કહ્યું, સુરનર સભા મોઝાર. ૬
ચૈત્રી પૂનમને દિને, કરી અણસણ એક માસ,
પાંચ કોડી મુનિ સાથશું, મુક્તિનિલયમાં વાસ. ૭
તીણે કારણ પુંડરીકગિરિ, નામ થયું વિખ્યાત;
મન વચ કાયે વંદીએ, ઉઠી નિત્ય પ્રભાત. ૮ (૨)
વીશ કોડીશું પાંડવા, મોક્ષ ગયા ઇણે ઠામ;
એમ અનંત મુક્તે ગયા, સિદ્ધક્ષેત્ર તીણે નામ. ૯ (૩)
અડસઠ તીરથ ન્હાવતાં, અંગ રંગ ઘડી એક;
તુંબી જળ સ્નાને કરી, જાગ્યો ચિત્ત વિવેક. ૧૦
ચંદ્રશેખર રાજા પ્રમુખ, કર્મ કઠિન મળધામ,
અચલપદે વિમલા થયા, તેણે વિમલાચલ નામ. ૧૧ (૪)
પર્વતમાં સુરગિરિ વડો, જિન અભિષેક કરાય;
સિદ્ધ હુઆ સ્નાતક પદે, સુરગિરિ નામ ધરાય. ૧૨
ભરતાદિ ચૌદે ક્ષેત્રમાં, એ સમો તીરથ ન એક,
તિણે સુરગિરિ નામે નમું, જિહાં સુરવાસ અનેક. ૧૩(૫)
એંશી યોજન પૃથુલ છે, ઉંચ પણે છવીશ;
મહિમાએ મોટોગિરિ, મહાગિરિનામ નમીશ. ૧૪ (૬)
ગણધર ગુણવંતા મુનિ, વિશ્વમાંહે વંદનિક;
જેહવો તેહવો સંયમી, વિમલાચલ પૂજનિક. ૧૫

વિપ્રલોક વિષધર સમ, દુઃખીયા ભૂતળ માન,
દ્રવ્યલિંગ કણ ક્ષેત્ર સમ, મુનિવર છીપ સમાન. ૧૬
શ્રાવક મેઘ સમા કહ્યા, કરતા પુણ્યનું કામ,
પુણ્યની રાશી વધે ઘણી, તિણે પુણ્યરાશી નામ. ૧૭ (૭)
સંયમધર મુનિવર ઘણા, તપ તપતા એક ધ્યાન,
કર્મવિયોગે પામીયા, કેવલ લક્ષ્મી નિધાન. ૧૮
લાખ એકાણું શિવ વર્યાં, નારદ શું અણગાર;
નામ નમો તિણે આઠમું, શ્રીપદ્મગિરિ નિરધાર. ૧૯ (૮)
શ્રી સીમંધરસ્વામીએ, એ ગિરિ મહિમા વિલાસ;
ઇન્દ્રની આગે વર્ણવ્યો; તિણે એ ઇન્દ્રપ્રકાશ. ૨૦ (૯)
દશ કોટી અણુવ્રતધરા, ભકતે જમાડે સાર;
જૈન તીર્થયાત્રા કરે; લાભ તણો નહિ પાર. ૨૧
તેહ થકી સિદ્ધાચળે, એક મુનિને દાન;
દેતાં લાભ ઘણો હુવે, મહાતીરથ અભિધાન. ૨૨ (૧૦)
પ્રાયે એ ગિરિ શાશ્વતો, રહેશે કાળ અનંત;
શત્રુંજય મહાતમસુણી, નમો શાશ્વતગિરિસંત. ૨૩ (૧૧)
ગૌ નારી બાળક મુનિ, ચઉ હત્યા કરનાર;
યાત્રા કરતાં કાર્તિકી, રહે ન પાપ લગાર. ૨૪
જે પરદારા લંપટી, ચોરીનો કરનાર;
દેવદ્રવ્ય ગુરૂદ્રવ્યના, જે વળી ચોરણહાર. ૨૫
ચૈત્રી કાર્તિકી પૂનમે, કરે યાત્રા ઇણે ઠામ;
તપ તપતા પાતિક ગળે, તિણે દ્રઢશક્તિ નામ. ૨૬ (૧૨)

ભવ ભય પામી નીકળ્યા, થાવચ્ચા સુત જેહ;
સહસમુનિશું શિવવર્યા, મુક્તિનિલયગિરિતેહ. ૨૭ (૧૩)

ચંદા સૂરજ બેઉ જણા, ઉભા ઇણે ગિરિ શૃંગ;
વધાવીયો વર્ણન કરી, પુષ્પદંતગિરિ રંગ. ૨૮ (૧૪)

કર્મ કઠણ ભવજલ તજી, ઇહાં પામ્યા શિવસદ્મ;
પ્રાણી પદ્મ નિરંજની, વંદો ગિરિ મહાપદ્મ ૨૯ (૧૫)

શિવવહુ વિવાહ ઉત્સવે, મંડપ રચીયો સાર;
મુનિવર વર બેઠક ભણી, પૃથ્વીપીઠ મનોહાર. ૩૦ (૧૬)

શ્રી સુભદ્રગિરિ નમો, ભદ્ર તે મંગળ રૂપ;
જલ તરૂ રજ ગિરિવરતણી, શિષ ચઢાવે ભૂપ ૩૧ (૧૭)

વિદ્યાધર સુર અપચ્છરા, નદી શેત્રુંજી વિલાસ;
કરતા હરતા પાપને, ભજીયે ભવિ કૈલાસ. ૩૨ (૧૮)

બીજા નિરવાણી પ્રભુ, ગઇ ચોવીસી મોઝાર,
તસ ગણધર મુનિમાં વડા, નામે કદંબ અણગાર. ૩૩

પ્રભુ વચને અણસણ કરી, મુક્તિપુરીમાં વાસ,
નામે કદંબગિરિ નમો, તો હોય લીલવિલાસ. ૩૪ (૧૯)

પાતાળે જસ મૂળ છે, ઉજ્જવલગિરિનું સાર;
ત્રિકરણ યોગે વંદતાં, અલ્પ હોય સંસાર. ૩૫ (૨૦)

તન મન ધન સુત વલ્લભા, સ્વર્ગાદિક સુખ ભોગ;
જે વંછે તે સંપજે, શીવરમણી સંયોગ. ૩૬

વિમલાચલ પરમેષ્ઠિનું, ધ્યાન ધરે ષટ માસ;
તેજ અપૂરવ વિસ્તરે, પુરે (પૂગે) સઘળી આશ. ૩૭

ત્રીજે ભવ સિદ્ધિ લહે, એ પણ પ્રાયિક વાચ;
ઉત્કૃષ્ટા પરિણામથી અંતરમુહૂરત સાચ. ૩૮
સર્વ કામદાયક નમો; નામ કરી ઓળખાણ,
શ્રી 'શુભવીરવિજય' પ્રભુ, નમતાં ક્રોડ કલ્યાણ. ૩૯(૨૧)

## (૨) શ્રી સિદ્ધગિરિજીના છઠ્ઠ—અઠ્ઠમ તપની વિધિ.

આ તપમાં પહેલો તથા છેલ્લો અઠ્ઠમ કરવો અને વચ્ચે સાત છઠ્ઠ કરવા. આ રીતે કુલ ૨૦ ઉપવાસ અને નવ પારણાં મળી ૨૯ દિવસે તપ પૂર્ણ થાય છે. સાથિયા, ખમાસમણા, કાઉસ્સગ્ગ વગેરે ૨૧-૨૧ કરવા. નવકારવાળી ૨૦ નીચે મુજબ ગણવી.

૧ લા અઠ્ઠમમાં 'શ્રી પુંડરીક ગણધરાય નમઃ'
૧ લા છઠ્ઠમાં 'શ્રી ઋષભદેવ સર્વજ્ઞાય નમઃ'
૨ જા ,, 'શ્રી વિમલ ગણધરાય નમઃ'
૩ જા ,, 'શ્રી સિદ્ધક્ષેત્રાય નમઃ'
૪ થા ,, 'શ્રી હરિગણધરાય નમઃ'
૫ મા ,, 'શ્રી બાહુબલીનાથાય નમઃ'
૬ ઠ્ઠા ,, 'શ્રી સહસ્રાદિ ગણધરાય નમઃ'
૭ મા ,, 'શ્રી સહસ્રકમલાય નમઃ'
૨ જા અઠ્ઠમમાં 'શ્રી કોડી ગણધરાય નમઃ'

અથવા નીચે મુજબ પણ ૨૦ નવકારવાળી ગણાય.
બન્ને અઠ્ઠમમાં 'શ્રી સિદ્ધાદિ શત્રુંજય સિદ્ધગિરિવરાય નમઃ'
૧ લા છઠ્ઠમાં 'શ્રી આદીશ્વર પરમેષ્ઠિને નમઃ'
૨ જા ,, 'શ્રી આદીશ્વર અર્હતે નમઃ'

૩ જા છઠ્ઠમાં 'શ્રી આદીશ્વર નાથાય નમઃ'
૪ થા „ 'શ્રી આદીશ્વર સર્વજ્ઞાય નમઃ'
૫ મા „ 'શ્રી આદીશ્વર પારંગતાય નમઃ'
૬ ઠ્ઠા „ 'શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર પુંડરીકાય નમઃ'
૭મા „ 'શ્રી સિદ્ધક્ષેત્ર પુંડરિક વિમલગિરિયે નમઃ'
અથવા 'શ્રી શત્રુંજય પર્વતાય નમઃ' આ પદનો પણ હંમેશા જાપ કરી શકાય.

## (૩) શ્રી ગિરિરાજની પાજો

પાજ એટલે પાગ-ગિરિરાજ ઉપર જવાના રસ્તા. મુખ્ય ચાર છે.

**૧–પાલીતાણાની પાજ** જય તલાટીએ ચૈત્યવંદન કરી ચઢાય છે. આ પાજ ઉત્તર દિશાની.

**૨–શત્રુંજયની નદીની પાજ**—પાલીતાણાથી નહાર બિલ્ડીંગ આગળથી ડાબી બાજુની સડકે લગભગ ૪ માઈલ જવાથી શત્રુંજય નદી આવે છે. ત્યાં જઈ શત્રુંજય નદીનું પાણી ગાળીને જુદા વાસણમાં લઇ ઉપયોગ પૂર્વક સ્નાન કરી, પૂજાનાં કપડાં પહેરી, શ્રી ગિરિરાજ ઉપર ચઢી દાદાની પૂજા કરવી.

"શત્રુંજય નદીએ નાહીને, મુખ બાંધી મુખકોશ;
દેવયુગાદિ પૂજીએ, આણી મન સંતોષ."

શત્રુંજય નદીમાં બંધ બંધાયેલો હોઇ હવે તે પગલાં મૂળ જગ્યાથી ખસેડી ગામ પાસે સ્થાપન કરવામાં આવનાર

છે. આ પાજ પૂર્વદિશાની. હાલ તો આ પગલાં બંધનાં પાણીમાં ડૂબેલાં છે.

**૩ રોહીશાળાની પાજ**—રોહીશાળાથી ચઢાય છે. વચમાં એક કુંડ આવે છે, રોહીશાળા ગામ પાસે એક જિન-મંદિર હતું તે પણ બંધ બંધાયાના કારણે ઉપાડી લઈ શત્રુંજય નદીના ડેમ ઉપર બંધાવવામાં આવેલ છે. રોહીશાળા ગામ પાસે એક ગામ છે ત્યાં શ્રી આદીશ્વર ભગવાનનાં પગલાં છે. ત્યાં દર્શન કરી ચઢવાની શરૂઆત કરવી. તે રસ્તે રામપોળની બારી પાસે અવાય છે. છ ગાઉની પ્રદક્ષિણામાં દર્શન કરી રોહીશાળાની પાગે ઉતરી પાછા આવવાનું હોય છે. આ પાજ દક્ષિણ દિશાની. આ પાજને ત્રણ ગાઉમાં પણ ગણવામાં આવે છે.

**૪ ઘેટીની પાજ**—આદિપુર (આદપર) ગામથી ચઢવાનું હોય છે, આદપુરમાં એક સુંદર ધર્મશાળા બાંધવામાં આવી છે, ત્યાંથી થોડું ચઢતાં શ્રી ઋષભદેવ આદિ ૨૪ તીર્થંકર ભગવંતોનાં પગલાં છે, ત્યાં ચૈત્યવંદન કરી ઉપર ચઢતાં અડધામાં એક દેરી આવે છે, તેમાં પણ ૨૪ તીર્થંકર ભગ-વંતોના પગલાં છે, બાજુમાં એક કુંડ છે, ઘેટીની બારીએથી દાદાની ટુંકમાં જવાય છે. દાદાની યાત્રા કરી ઘેટીની પાગે ઉતરી ફેર ઉપર ચઢી યાત્રા કરવાથી બે યાત્રા ગણાય છે. રસ્તામાં ત્રણ ઠેકાણે અને ઉપર તથા નીચે એમ પાંચ જગ્યાએ ઉકાળેલા તથા ઠંડા પાણીની સગવડ રાખવામાં આવે છે. આખા રસ્તે નીચેની ધર્મશાળા સુધી હાલમાં પગથિયાં બાંધવામાં આવેલાં છે. આ પાજ પશ્ચિમ દિશાની.

## (૪) પ્રદક્ષિણાઓ

૧ દોઢ ગાઉ, ૨ છ ગાઉ, અને ૩ બાર ગાઉની.

**૧. દોઢ ગાઉની પ્રદક્ષિણા :**—દાદાનાં દર્શન–ચૈત્યવંદનાદિ કરી, રામપોળની બારીથી જમણી બાજુ બહારના ભાગમાં સોખરી ટેકરી પાસેના રસ્તે થઇ ઘેટીની પાજનો રસ્તો ઓળંગી હનુમાનધાર નજીક એક તલાવડી છે, ત્યાં ચૌમુખજીની ટુંક તરફ ચૈત્યવંદન કરી, હનુમાનધારે થઈ રામપોળના દરવાજેથી દાખલ થઇ ફરીથી દાદાનાં દર્શન કરવાથી દોઢ ગાઉની પ્રદક્ષિણા સંપૂર્ણ થાય છે.

**૨. છ ગાઉની પ્રદક્ષિણા :**—રસ્તો બહુ લાંબો અને ઉંચો નીચો હોવાથી જયણાપૂર્વક ચઢી, દાદાનાં દર્શન ચૈત્યવંદનાદિ કરી રામપોળની બારીથી જમણી બાજુ મોખરી ટેકરી ઉપર દેવકીજીના છ પુત્રોની દેરી આવે છે, ત્યાં દર્શન કરી, અડધો ગાઉ જતાં '**ઉલકા જલ**' નામે સ્થળ આવે છે, અહીં દાદાના નમનનું જલ આવે છે. અહીં એક નાની દેરીમાં શ્રી આદિનાથ ભગવાનનાં પગલાં છે, ચૈત્યવંદન કરી પોણો ગાઉ જતાં '**ચિલ્લણ તળાવડી**' આવે છે, અહીં બે નાની દેરીઓ છે. તેમાં શ્રી અજિતનાથ ભગવાન અને શ્રી શાંતિનાથ ભગવાનનાં પગલાં છે. અહીં પણ કહેવાય છે કે શ્રી અજિતનાથ ભગવાન અને શ્રી શાંતિનાથ ભગવાને અહીં ચાતુર્માસ કરેલું, તેની યાદી માટે બન્ને દેરીઓ સામસામી સ્થાપન કરવામાં આવેલ, એક નંદિષેણ નામના મુનિ મહારાજ ( કે જેઓ

એક મતે શ્રી નેમિનાથ સ્વામિના અને બીજા મતે શ્રી મહાવીર સ્વામીના વખતમાં થયા. ) આ ગિરિરાજની યાત્રા કરવા આવ્યા ત્યારે આ બન્ને દેરીઓ સામસામી હોવાથી એકની સામે બેસી ચૈત્યવંદન કરે તો સામેના બીજા ભગવાનને પુંઠ આવે જેથી એવી રીતે સ્તુતિ કરી કે જેથી બન્ને દેરીઓ જોડાજોડ થઇ ગઈ અને આ સ્તુતિ તે અજિતશાંતિ સ્તવન રૂપે પ્રગટ થઈ. આ દેરીઓની પાસે અતિશય મહિમાવાળી ચિલ્લણ તલાવડી તથા સિદ્ધશિલા (કાઉસ્સગ્ગ કરવાની) છે.

અહીં ચૈત્યવંદન કરવું. ચિલ્લણ તલાવડી પાસે 'સિદ્ધસિલા' છે ત્યાં ૧૦૮-૨૭-૨૧-૯ (યથાશક્તિ) લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવામાં આવે છે.

ચિલ્લણ તલાવડી માટે કહેવાય છે કે 'શ્રી સુધર્માસ્વામી ગણધરના મહાતપસ્વી શિષ્ય શ્રી ચિલ્લણ મુનિ મોટા સંઘ સાથે શ્રી સિદ્ધગિરિજી આવતા હતા, રસ્તામાં સંઘ તૃષાતુર થયો, આખોય સંઘ તરસથી તરફડવા લાગ્યો, ત્યારે સંઘે પ્રાર્થના કરી કે 'હે તપસ્વી ! પ્રભુના દર્શન વિના અમારા પ્રાણ ચાલ્યા જશે.' સંઘને પીડિત જોઇ મુનિવરે પાણી દેખાડ્યું. તપશક્તિથી મોટું તળાવ પાણીથી છલકાવી દીધું, સંઘની તરસ છીપી ગઇ. ત્યારથી આ તળાવ ચિલ્લણ તલાવડી નામે ઓળખાય છે.

શ્રી શત્રુંજય મહાત્મ્ય ૮ મા સર્ગમાં શ્રી અજિતનાથ ભગવાને દેશનામાં જણાવ્યું છે કે 'એક વખત શ્રી સુવ્રતાચાર્ય મુનિ પાત્રમાં પાણી સાથે ગ્લાનપણાથી ધીમે ધીમે

ચઢતા હતા, પહેલા શિખર પર આવ્યા. ત્યાં કોઈ વૃક્ષ નીચે વિસામો લેવા બેઠા અને પાણીનું પાત્ર બાજુમાં મુક્યું, એટલામાં કોઈ કાગડાએ આવી તે જળપાત્ર ઢોળી નાંખ્યું. મુનિનું ગળું તાપ અને તૃષાથી સુકાતું હતું, ત્યાં જળપાત્ર ઢોળાયેલું જોઇ ક્રોધ આવ્યો અને બોલ્યા કે 'હે કાકપક્ષી! પ્રાણરક્ષક જલને તેં ઢોળી નાંખ્યું તે કુકૃત્યથી આ તીર્થમાં તારી સંતતિનું આવવું થશે નહિ અને આ ઠેકાણે મારા તપના પ્રભાવે સર્વ મુનિ જનોને સંતોષ આપે એવું નિર્જીવ અને પ્રાસુક જલ સદા થશે.' આવા મુનિના કોપ યુક્ત વચનથી કાગડાઓ ત્યાંથી ચાલ્યા ગયા. ત્યારથી આ શ્રી સિદ્ધગિરિજી ઉપર કાગડાઓ આવતા નથી. જો કદી દુષ્કાલ કે વિરોધ થવાનો હોય ત્યારે કાગડાઓ અહીં આવે તો વિઘ્નને શાંત કરવા માટે શાંતિકર્મ કરવું. શ્રી સુવ્રતાચાર્યના તપોબળથી નૈરુત્ય ખુણા તરફ જે જલ પ્રવર્ત્યું છે, તે જલ અનેક સુખને આપે છે, તે જલના સ્પર્શથી રોગ, શોક, પીડા, વેતાલ અને ગ્રહ સંબંધી પાપજન્ય દુઃખો નાશ પામે છે.'

આ ચિલ્લણ તલાવડી નામનો અપભ્રંશ થતાં આજે કેટલાક લોકો આને 'ચંદન તલાવડી' કહે છે.

પછી આગળ બે માઈલ જતાં **'ભાડવાનો ડુંગર'** આવે છે. આ શિખર ઉપર શામ્બ અને પ્રદ્યુમ્નકુમાર આદિ ફાગણ સુદ ૧૩ ના દિવસે સાડાઆઠ ક્રોડ સાથે મોક્ષે ગયા હતા. તેમના પગલાંની એક દેરી છે, અહીં ચૈત્યવંદન કરી એક માઈલ ઉતરતાં નીચે **'સિદ્ધવડ'** (જુની તળેટી) આવે છે,

અહીં વડ નીચે દેરીમાં શ્રી આદિનાથ પ્રભુનાં પગલાં છે. અહીં ચૈત્યવંદન કરવું. પ્રદક્ષિણા પુરી થઇ. નજીકમાં આદપર ગામ છે, ત્યાં ફાગણ સુદ ૧૩ ના દિવસે તંબુઓ નંખાય છે અને જુદા જુદા સંઘે–મંડળો વગેરે તરફથી આવેલા યાત્રાળુઓની દહીં, ઢેબરાં શેરડીનો રસ વગેરેથી ભક્તિ કરવામાં આવે છે. અહીંથી પાલીતાણા શહેર ચાર માઇલ દૂર છે, સડક થઇ છે.

આદપર આગળ જ્યાં ભાતાના પાલ પડે છે ત્યાંથી પાલિતાણા આવવા–જવા માટે ફાગણ શુદ ૧૩ ના એસ. ટી. બસોની સગવડતા રહે છે.

**બારગાઉની પ્રદક્ષિણા :**–આ પ્રદક્ષિણા પાલિતાણાથી શરુ થાય છે.

શેત્રુંજી નદીનો બંધ થયો હોવાથી હવે ચોકનો માર્ગ બંધ થયો છે. હવે પાલીતાણાથી રોહીશાળા છ માઇલ. ( ઉતરવા માટે તંબુ આદિની વ્યવસ્થા કરવી પડે ) રોહીશાળાથી હાથસણી છ માઇલ, સુંદર ધર્મશાળા, જિનમંદિર છે. ત્યાંથી હસ્તગિરિ ચઢી પગલાંનાં દર્શન આદિ કરી પાછા નીચે આવવું. શ્રી હસ્તગિરિમાં ભરત મહારાજાના હાથીઓ મરણ પામી સ્વર્ગે ગયેલા હોવાથી તે હસ્તિગિરિ તીર્થ કહેવાય છે. ઉપરના ભાગમાં શ્રી આદીશ્વર ભગવાનનાં પગલાં છે. હાથસણીથી ઘેટી છ માઇલ છે. ધર્મશાળા અને સુંદર મંદિર છે. ઘેટીથી ચાર માઇલ પાલિતાણા, આ રીતે બાર ગાઉની પ્રદક્ષિણા કરી શકાય છે. બધે સડક બાંધેલી છે.

## (૫) શ્રી ગિરિરાજની પંચતીર્થી.

# ૧–શ્રી કદંબગિરિ તીર્થ.

શત્રુંજી નદીનો બંધ થવાથી હવે તળાજાના રસ્તે બંધ ઉપર થઇ ભૂતડીઆ, વડાળ, ભંડારીઆ થઇને કદમ્બગિરિ અવાય છે. પાલીતાણાથી ૧૮ માઇલ થાય છે.

ગઇ ઉત્સર્પિણીના ચોવિસમા શ્રી સંપ્રતિ નામના તીર્થંકર ભગવંતના કદંબ નામના ગણધર ભગવંત એક ક્રોડ મુનિવરો સાથે આ ટુંક ઉપર મોક્ષે ગયા છે, તથા ગઇ ચોવિસીના બીજા શ્રી નિર્વાણી ભગવંતના શ્રી કદંબ નામના ગણધર પણ આ ટુંક ઉપર મોક્ષે ગયા હતા. આવતી ચોવીસીના શ્રી ભદ્ર જિનને પણ શ્રી કદંબ નામના ગણધર થવાના છે. આથી આ ટુંક કદમ્બગિરિના નામે ઓળખાય છે. ઉંચી ટેકરી ઉપર શ્રી ઋષભદેવ પ્રભુનાં અને શ્રી ગણધરનાં પગલાંની સ્થાપના કરેલ છે. નીચે તલાટી છે, ત્યાં યાત્રા કરીને આવનારને ભાતુ આપવામાં આવે છે.

મધ્યભાગમાં શ્રી કદંબવિહાર નામનો પ્રાસાદ છે. ફરતી બોંતેર દેરીઓ છે. મૂળનાયક શ્રી મહાવીરસ્વામિજી છે. ડાબી બાજુ શ્રી જિનદાસ ધરમદાસની પેઢી છે. બાજુમાં ત્રણ માળનો વિશાળ બંગલો તથા વિશાળ હોલ છે. વિશાળ ત્રણ માળનો ઉપાશ્રય, ત્રણ ધર્મશાળા, જ્ઞાનશાળા તથા ભોજનશાળા છે. યાત્રિકોને જમવાની વ્યવસ્થા પેઢી તરફથી કરવામાં આવે છે.

કદમ્બગિરિથી લગભગ દોઢ માઈલે તલાટી છે. ત્યાંથી ઉપર ચઢાય છે. ઉપર ૧૪૫૨ ગણધરનાં પગલાં સહિત અષ્ટાપદજી, શ્રી નમિનાથજીનું મંદિર, મેરૂપ્રાસાદ, તેની પાછળ નૂતન મંદિર થયું છે, તેમાં ૧૧૫ ઈંચનાં ભવ્ય ચમત્કારિક શ્રી આદિનાથ ભગવાન બિરાજમાન છે શત્રુંજય તીર્થ રચના, રૈવતગિરિ અવતાર મંદિર, શ્રી નમિનાથ મંદિર, શ્રી સીમંધરસ્વામિ મંદિર, તેમાં વર્તમાન ચોવિસીની વર્ણવાર ચોવીસે ભગવંત બિરાજમાન કરેલા છે.

શ્રી નેમનાથજીના મંદિરથી ઉપર ચઢવાનો ચઢાવ કઠણ છે, ઉપર એક ચોતરા ઉપર એક દેરી છે, તેમાં શ્રી ઋષભદેવ ભગવંત અને કદમ્બ ગણધરનાં પગલાં છે.

નીચે ઉતરતી વખતે વાવડી પ્લોટ તરફ જવું. ત્યાં શ્રી પાર્શ્વનાથ ભગવંતનું સુંદર જિનમંદિર તથા શ્રી શાંતિનાથ ભગવંતનું મંદિર છે. ત્રણ માળના બંગલામાં સેંકડો જિનમૂર્તિઓ, ગુરુમૂર્તિઓ વગેરે ભરાવી રાખેલી છે. અંજનશલાકા બાકી છે.

કદમ્બગિરીમાં સં. ૨૦૧૬ માં વૈશાખ વદ ૬ ના દિવસે અંજનશલાકા પ્રતિષ્ઠા મહોત્સવ થયો હતો.

પાલિતાણાથી કદંબગિરિ તથા તળાજા જતાં રસ્તામાં રોડ પર શ્રી શત્રુંજી ડેમ આવે છે. ત્યાં પૂ૦ આચાર્ય શ્રી વિજયનંદનસૂરીશ્વરજી મહારાજશ્રીના સદુપદેશથી ભવ્ય જિનાલય અને આલીશાન ધર્મશાળા તૈયાર થયેલ છે. અંજનશલાકા તથા પ્રતિષ્ઠા મહોત્સવ સં. ૨૦૨૮ બીજા

વૈશાખ મહિનામાં થવાનો છે. આ સ્થળ તીર્થરૂપ બનશે. પાલિતાણાથી કદંબગિરિ તીર્થે જવા-આવવા માટે દિવસમાં ૫-૬ વખત એસ. ટી. બસો મળે છે.

# ૨-શ્રી તલાજા તીર્થ.

પાલીતાણાથી તલાજા તીર્થ ૨૦ માઈલ થાય . સડક બાંધવામાં આવેલી છે. ભાવનગરથી મહુવા જતી રેલ્વે લાઈનમાં પણ તળાજા સ્ટેશન છે.

શ્રી તલાજાનું પ્રાચીન નામ શ્રી તાલધ્વજગિરિ છે, અને તે શ્રી સિદ્ધગિરિજીના પાંચ મોટા શિખરોમાંનું એક ગણાય છે.

તળાજા શહેરથી એકાદ ફર્લાંગ દૂર ગિરિ આવેલો છે. ચઢાવ બહુ સરળ અર્ધો ગાઉ જેટલો છે. પગથિયા બાંધેલાં છે. ઉપર ત્રણ શ્રી જિનમંદિરો છે, મુખ્ય મંદિરમાં શ્રી સુમતિનાથ ભગવાન છે. તેમાં મેડા ઉપર તથા ભોંયરામાં પ્રતિમાજી બિરાજમાન છે. એક મંદિરમાં શ્રી પાર્શ્વનાથ ભગવંત છે, ઉપર ચોમુખજીનું મંદિર છે. મંદિરોનો જિર્ણો-દ્ધાર કરવામાં આવેલો છે. ગિરિવર ઉપર ૩૦ ગુફાઓ છે, તેમાં ચાર ગુફાઓ તો ઘણી મોટી અને વિશાળ છે, એક ખોડીયારનું તથા બીજું એભલ મંડપનું ભોંયરૂં પ્રસિદ્ધ છે, તલાટીની ધર્મશાળાએ યાત્રાળુઓને ભાતું આપવામાં આવે છે.

ગિરિવર ઉપર શ્રી વસ્તુપાલ તેજપાલે શ્રી આદીશ્વર ભગવંતનું મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ મળે છે. ત્યાર બાદ સંવત ૧૩૮૧ માં પણ મંદિર બંધાયાનો ઉલ્લેખ મળે છે.

તળાજા શહેરમાં શ્રી શાંતિનાથ ભગવંતનું, શ્રી મલ્લિનાથ ભ૦ નું સુંદર જિનમંદિર, નૂતન ઉપાશ્રય, સુંદર ધર્મશાળા, ભોજનશાળા, લાયબ્રેરી વગેરે છે.

તલાજાથી દોઢ ગાઉ દૂર સખલાસર ગામના કોળી કરશનને સ્વપ્નમાં શ્રી પાર્શ્વનાથ ભગવંતનાં દર્શન થયાં હતાં. અને તેના ખેતરમાંથી સંપ્રતિ મહારાજાના વખતની મૂર્તિ પ્રગટ થયેલી, તે મૂર્તિ શહેરના મંદિરમાં પધરાવવામાં આવેલી છે.

તીર્થના ટ્રસ્ટીઓ અને વર્ષોથી મુનિમ તરીકે કામ કરતા સેવાભાવી શ્રી અમરચંદભાઈ માવજી શાહના ખંતથી તીર્થની જાહોજલાલી વધી છે. ધર્મશાળા, ભોજનશાળાની સગવડ સુંદર છે. પાલિતાણાથી જવા–આવવા માટે એસ. ટી. બસો દિવસમાં છ વખત જુદા જુદા ટાઇમે મળે છે. પાકી સડક છે.

## ૩-શ્રી મહુવા તીર્થ.

શ્રી મહુવા તીર્થ ભાવનગરથી મહુવા લાઇનનું છેલ્લું સ્ટેશન છે. સ્ટેશનથી ગામ એક માઇલ થાય છે. સૌરાષ્ટ્રના દક્ષિણ કિનારે સમુદ્ર કિનારે મહુવા તીર્થ આવેલું છે. પ્રાચીન નામ મધુવતી હતું. પ્રાચીન કાળના અવશેષો પણ મળી આવેલ છે

શ્રી મહાવીરસ્વામિજીના વડિલ બંધુ શ્રી નંદિવર્ધને ભરાવેલી જીવિતસ્વામી ( શ્રી મહાવીરસ્વામિજી ) ની ભવ્ય પ્રતિમા સાત શિખરના ભવ્ય મંદિરમાં પધરાવેલી છે. મંદિ-

રની બાજુમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનનો ચાર માળવાળો અને બાવન જિનાલયવાળો સુંદર કોરણીથી યુક્ત મનોહર જિનપ્રાસાદ તથા ૯૧ ઈંચના શ્રી ઋષભદેવ ( શ્રી કેસરીઆજી )ની ભવ્ય મૂર્તિવાળો ત્રણ માળવાળો પ્રાસાદ છે. સામે એક મંડપમાં ૧૮ ફુટના શ્રી અદબદજીનો પ્રાસાદ છે. સ્વ૰ આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના પગલાંની દેરી, શહેર બહાર શ્રી યશોવૃદ્ધિ જૈન બાલાશ્રમની બાજુમાં શ્રી નેમિવિહાર નામનો તથા શ્રી શાંતિનાથ ભગવાનનો મનોહર પ્રાસાદ આવેલ છે.

શ્રી શત્રુંજયતીર્થનો ચૌદમો ઉદ્ધાર કરાવનાર શ્રી જાવડશા આ ગામના હતા, શ્રી ચક્રેશ્વરીદેવીના પ્રસાદથી જાવડશા શેઠ તક્ષશીલાથી શ્રી ઋષભદેવસ્વામિજીની પ્રતિમા મહુવા લાવ્યા હતા. અને પૂર્વધર યુગપ્રધાન શ્રી વજ્રસ્વામિના ઉપદેશથી સંઘ લઈને શ્રી સિદ્ધગિરિજી આવ્યા હતા અને નવા શ્રી કપર્દીયક્ષની સહાયથી શ્રી શત્રુંજયતીર્થ ઉપર પ્રતિમાજીની પ્રતિષ્ઠા કરાવી હતી.

ભોજનશાળા, ધર્મશાળાની સગવડતા છે. મહુવાથી પાલિતાણાની સીધી તેમજ તળાજા–ભાવનગર જવા–આવવા માટે એસ. ટી. બસો મળે છે. પાલિતાણા સુધીની સડક છે. મહુવાથી ઉના, અજારા, દીવ, દેલવાડા, વેરાવળ, પ્રભાસપાટણ અને જુનાગઢ જવાય છે.

***

# ૪–શ્રી દાઠા તીર્થ

તલાજાથી મહુવા જતાં દાઠા સ્ટેશનથી દાઠા એક માઇલ દૂર છે, શ્રી શાંતિનાથ ભગવંતનું પ્રાચીન જિનમંદિર છે. ઉપાશ્રય, શ્રાવકોનાં ઘર વગેરે આવેલાં છે. પંચતીર્થીમાં દાઠા તીર્થ ગણાય છે.

આ તીર્થના જિનાલયમાં કાચનું કામ ઘણું સુંદર અને આકર્ષક થયેલું છે. ભાવવાહિ મહાપુરુષોનાં ચિત્રો છે. વ્યવસ્થા સુંદર છે. જવા-આવવા માટે તળાજા તથા ભાવનગરથી રેલ્વે તથા એસ. ટી. બસો મળે છે.

# પ-શ્રી ઘોઘા તીર્થ

ભાવનગરથી લગભગ ચૌદ માઇલ દૂર ઘોઘા તીર્થ આવેલું છે. અહીં ત્રણ જિનમંદિરો છે, તેમાં શ્રી નવખંડા પાર્શ્વનાથ ભગવાનનું અતિ પ્રાચીન જિનમંદિર છે. મૂલનાયક ભગવંત સં. ૧૧૬૮ ની સાલના છે.

મુસલમાનોએ આ મૂર્તિનો ધ્વંસ કરી નાંખ્યો તેમાં પ્રતિમાજીના નવ ટુકડા થઈ ગયા હતા. શ્રાવકો ચિંતામાં પડ્યા, હવે શું કરવું ? અધિષ્ઠાયક દેવે સ્વપ્નમાં જણાવ્યું કે 'ટુકડા બરાબર ગોઠવીને રૂના પોલમાં (કોઈ કહે છે કે લાપસીમાં) ભરી રાખી છ મહિના સુધી રાખી મુકશો. એટલે બધા સાંધા મળી જશે.' શ્રાવકોએ તે પ્રમાણે કર્યું પરંતુ અધિરાઇથી છ મહિના પહેલાં મૂર્તિ બહાર કાઢી. નવે

ખંડ જોડાઈ ગયા, પરંતુ સાંધા બાકી રહી ગયા. આજે પણ નવ સાંધા દેખાય છે, એટલે આ મૂર્તિ નવખંડા શ્રી પાર્શ્વ-નાથના નામે ઓળખાય છે. મૂર્તિ ઘણી જ ચમત્કારી, અદ્ભૂત અને દર્શનીય છે. થોડા ટાઈમ પહેલાં ભોંયરામાંથી ઘણી મૂર્તિયો નીકળી હતી. બીજું શ્રી ચંદ્રપ્રભસ્વામિજીનું અને ત્રીજું શ્રી પાર્શ્વનાથ ભગવંતનું દહેરાસર પણ દર્શ-નીય છે. ખાસ યાત્રા કરવા લાયક છે.

ઘોઘા બંદર છે. ભોજનશાળા, ધર્મશાળાની સગવડતા છે. દરેક યાત્રાળુને ભાતું અપાય છે. ઘોઘા આવવા-જવા માટે પાલિતાણાથી બસ મળે છે અને ભાવનગરથી દિવસમાં આઠ-દશ વખત એસ ટી. બસ મળે છે. સડક છે.

## ભાવનગર

અહીં પણ ૧૧ જિનમંદિરો છે. તેમાં મોટું દહેરાસર ગામમાં શ્રી આદિનાથ ભગવાનનું છે, તેમાં સાત દહેરાસર ગણાય છે. ૧-૨ શ્રી આદિનાથ, ૩ શ્રી અભિનંદનસ્વામિ, ૪ શ્રી અજિતનાથ, ૫ શ્રી પાર્શ્વનાથ, ૬ શ્રી શાંતિનાથ અને ૭ શ્રી આદીશ્વરજી ભગવાન છે. બીજું શ્રી ગોડીપાર્શ્વનાથ ભગવંતનું જિનાલય છે, તેમાં પાંચ દહેરાસરો છે, ૧ શ્રી ૧ શ્રી પાર્શ્વનાથ, ૨ શ્રી શ્રેયાંસનાથ, ૩ શ્રી મહાવીરસ્વા-મિજી, ૪ શ્રી શાંતિનાથજી અને ૫ શ્રી ગૌતમસ્વામિજી. ત્રીજું નવાપરામાં શ્રી પાર્શ્વનાથજીનું, કરચલીયાપરામાં બે દહેરાસરો, વડવામાં બે દહેરાસરો, શ્રી ચંદ્રપ્રભાસ્વામિજી અને શ્રી નેમનાથ ભગવંતનું, દાદાવાડીમાં બે દહેરાસરો શ્રી

મહાવીરસ્વામીજી અને શ્રી પાર્શ્વનાથજી, કૃષ્ણનગરમાં શ્રી આદીશ્વર ભગવંતનું અને સ્ટેશન ઉપર શ્રી પાર્શ્વનાથ ભગવંતનું, એમ ૧૧ દહેરાસર આવેલાં છે.

ભાવનગરમાં જૈનોની બારેક હજારની વસતિ ગણાય છે.

ઉપાશ્રયો, જાહેર સંસ્થાઓ, બોર્ડીંગ, ધર્મશાળા, જૈન ભોજનશાળા વગેરે હોવાથી યાત્રાળુઓને કોઇ જાતની અગવડ પડતી નથી.

ભાવનગરથી ઘોઘા, પાલિતાણા, તળાજા, મહુવા, રાજકોટ, જામનગર, જુનાગઢ, અમદાવાદ, ખંભાત, બોટાદ, સુરેન્દ્રનગર, શંખેશ્વર વગેરે ઘણા સ્થળોએ જવા માટે એસ. ટી. બસો અને રેલ્વે ટ્રેઈન પણ મળે છે.

## શ્રી ગીરનાર તીર્થ ( રૈવતગિરિ )

સૌરાષ્ટ્રમાં પાલિતાણાની પડોશમાં આ પુનિત તીર્થ આવેલું છે. પહાડ ઉપર બાવીસમા તીર્થંકર શ્રી નેમનાથ પ્રભુની પ્રતિમા ગત ચોવીશીના ત્રીજા તીર્થંકરના સમયમાં ભરાવેલી છે. પહાડ ઉંચો અને કઠણ છે. શહેર જુનાગઢ નામે જાણીતું છે, જ્યાં નાના મોટાં દહેરાસરો છે. પર્વત ઉપરનાં મંદિરો સંપ્રતિ રાજા. કુમાળપાળ મહારાજા અને મહામંત્રીઓ વસ્તુપાળ અને તેજપાળનાં બનાવેલાં છે.

સુંદર એવું સહસ્રવન છે જ્યાં પ્રભુએ પૂણ્યવંતી ભાગવતી દીક્ષા ગ્રહણ કરી મુક્તિ માર્ગે વિચર્યા હતા. છેલ્લી (પાંચમી ટુંક) કે જ્યાં પ્રભુના પગલાં છે, એ ટુંક ચઢાવમાં

કપરી છે, પરંતુ પરમ ધ્યેયને પ્રાપ્ત કરવાનું સુંદર સ્થાન છે. ડુંગર ઉપર ધર્મશાળા આદિ સાધન છે. નીચે તળેટીમાં પણ ભાવિક આત્માઓએ લક્ષ્મીનો સદ્વ્યય કરી ધર્મશાળાઓ અને ભોજનશાળા ઉભી કરી છે. શહેર ઐતિહાસિક દૃષ્ટિએ પ્રાચિન અને અશોક જેવા નરેશોના સદ્વાકયોને સંઘરતા શિલાલેખ સહિતનું નજરે પડે તેવું છે. આવતી ચોવીશી-માંથી ત્રેવીસ તીર્થંકરો અહીં મોક્ષે જશે. શ્રી નેમનાથની ટુંક સુધી પગથીયાં છે. ડોળીના ભાવ વજન પ્રમાણે બાંધેલા છે.

ઉપરકોટમાં શેઠ હેમાભાઇની તેમજ બાબુસાહેબની એમ બે ધર્મશાળા છે. પાલિતાણા જવા આવવા માટે એસ. ટી. બસ સીધી તેમજ રાજકોટ, જામનગર, વેરાવળ, પ્રભાસ-પાટણ, ભાવનગર વગેરે સ્થળોએ જવા માટે એસ. ટી. બસો તેમજ ટ્રેઇન પણ મળે છે.

## શ્રી ગિરનારની પંચતીર્થી.

# ૧–પ્રભાસપાટણ તીર્થ.

વેરાવળથી ૨॥ માઇલ દૂર આ તીર્થ છે. ભરત મહા-રાજાએ દરિયા કિનારે ચંદ્રપ્રભાસ નામનું નગર વસાવી શ્રી ચંદ્રપ્રભસ્વામિજીનું જિનાલય બંધાવ્યું હતું. ત્યારબાદ ચંદ્ર-યશારાજાએ મંદિર બંધાવી ચંદ્રકાંત મણિમય મૂર્તિ બિરાજ-માન કરી હતી તે પછી શ્રી રામચંદ્રજી–સીતાજી આદિએ પણ આ તીર્થની યાત્રા કરી મંદિરો બંધાવ્યાં હતાં. જીર્ણ થયેલાં ચાર મંદિરોને ભેગાં કરી 'ગજેન્દ્ર પૂર્ણપ્રાસાદ' નામે પ્રાસાદ બંધાવવામાં આવ્યો છે. શ્રી મૂળનાયક શ્રી ચંદ્ર-

પ્રભુસ્વામિજીની મૂર્તિ સંવત ૩૩૫ માં વલ્લભીપુરનો ભંગ થયો ત્યારે અધિષ્ઠાયિક દેવ આકાશમાર્ગે અહીં લાવેલ. છેલ્લી પ્રતિષ્ઠા સં. ૨૦૧૮ મહા સુદ ૬ ના દિવસે કરવામાં આવેલી છે. આખું જિનાલય ૧૦૦×૧૦૦ ફુટ લાંબુ-પહોળું ૮૫ ફુટ ઉંચુ, ભવ્ય નવ ગભારા અને ત્રણ શિખરવાળું છે. દશ લાખ રૂપિયાના ખર્ચે જિર્ણોદ્ધાર કરવામાં આવેલો છે. બીજા પાંચ જિનમંદિરો પણ છે.

## ૨—ઉના

વેરાવળથી રેલ્વે લાઇનમાં ૬૦ માઇલ દૂર આ તીર્થ આવેલું છે. આ નગરીનું પ્રાચીન નામ ઉન્નતપુર હતું. વિશાળ વંડામાં પાંચ જિનમંદિરો છે. મુખ્ય મંદિર શ્રી આદિનાથજીનું છે. ભોંયરામાં શ્રી અમીઝરા પાર્શ્વનાથની અલૌકિક તેજસ્વી મૂર્તિ છે. ગામ બહાર અજારાના રસ્તે આંબાવાડીયામાં એક લાઇનમાં ગુરુપાદુકાઓના સુંદર સ્તુપો છે.

## ૩—અજાહરા.

ઉનાથી બે માઇલ દૂર આ તીર્થ આવેલું છે. ગામ બહાર શ્રી પાર્શ્વનાથનું મંદિર છે. દશરથ મહારાજાના પિતા અજયપાળ રાજાનો કોઢરોગ આ મૂર્તિના પ્રભાવે શાંત થઇ ગયો હતો તેથી તેમણે એક સુંદર મંદિર બંધાવ્યું હતું. મંદિરની નજીકમાં અજયપાળનો ચોરો છે, તે ચમત્કારિક કહેવાય છે. અજારા પાર્શ્વનાથની આ મૂર્તિ પોતાના ભવનમાં ધરણેન્દ્રે સાત લાખ વર્ષ, કુબેરદેવે ૬૦૦ વર્ષ, વરુણે સાત લાખ વર્ષ પૂજા કરી. અધિષ્ઠાયકદેવે રત્નસાર વણિક મારફત

સમુદ્રમાંથી કઢાવી અજયપાળ રાજાને અપાવી હતી. આ તીર્થના ચૌદ જિર્ણોદ્ધાર થયેલા છે. મૂર્તિને લાલ વર્ણનો લેપ કરવામાં આવેલો છે.

## ૪–દેલવાડા

અજાહરાથી બે માઈલ દૂર આ તીર્થ છે. મૂલનાયક શ્રી શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ ભગવંત બિરાજમાન છે. જિનાલય સુંદર અને રમણિય છે.

## ૫–દીવ

અજાહરાથી સાત માઈલ દીવ તીર્થ આવેલું છે. આ નગરીનું પ્રાચીન નામ દ્વીપપત્તન હતું. નાવમાં બેસીને જઈ શકાય છે, શહેરને ફરતો દરિયો છે. હાલમાં ત્રણ જિનમંદિરો છે. મુખ્ય જિનમંદિરમાં શ્રી નવલખા પાર્શ્વનાથ ભગવંતની મૂર્તિ છે. આ પ્રતિમાજીને હંમેશાં નવલખો મુગટ અને નવલખો હાર ચઢતો હતો, એટલે નવલખા પાર્શ્વનાથ કહેવામાં આવે છે. આ પંચતીર્થી ગણાય છે.

# ભારતનાં પ્રસિદ્ધ જૈન તીર્થો

**સૌરાષ્ટ્ર :** (૧) પાલીતાણા શ્રી શત્રુંજય ગિરરાજ, (૨) શ્રી ગિરનારજી, (૩) કદંબગિરિ, (૪) હસ્તગિરિ, (૫) તળાજા, (૬) દાઠા, (૭) મહુવા, (૮) ઘોઘા, (૯) ઉના–અજાહરા, (૧૦) દીવ, (૧૧) દેલવાડા, (૧૨) વંથલી સોરઠ, (૧૩) પ્રભાસપાટણ, (૧૪) વળા. (૧૫) શત્રુંજી ડેમ.

**ગુજરાત :** (૧) શંખેશ્વર (૨) ભોયણી (૩) પાનસર (૪) ઉપરીયાળાજી (૫) શેરીસા (૬) ચારુપ (૭) મેત્રાણા (૮) કંબોઈ (૯) તારં-

ગાજી (૧૦) મહુડી (૧૧) પંચાસર (૧૨) પાટણ (૧૩) ભિલડીયાજી (૧૪) ઝઘડીયાજી (૧૫) કાવી (૧૬) ગાંધાર (૧૭) ખંભાત (૧૮) માતર (૨૦) મુહરીપાસ–ટીંટોઇ (૨૧) ભોરોલ. (૨૨) વાલમ.

**રાજસ્થાન** : ૧. આબુ, ૨. દેલવાડા, ૩. અચલગઢ, ૪. કુંભારીયાજી, ૫. મુંડસ્થલ, ૬. જીરાવલાજી, ૭. વરમણ, ૮. રાણકપુર, ૯. વરકાણા, ૧૦. બામણવાડજી, ૧૧. જાકોડાજી, ૧૨. નાકોડાજી ૧૩. કોરટાજી ૧૪. મોટા–પોશીનાજી, ૧૫. જેસલમેર ૧૬. ઓશીયાં, ૧૭. લોદ્રાવા, ૧૮. નાગેશ્વર. ૧૯. કેશરીયાજી, ૨૦ કાપરડાજી, ૨૧. સાચોર, ૨૨ ફલોદી–પોકરણ, ૨૩. નાણા-દીયાણાજી, ૨૪. સાદડી, ૨૫. ઘાણેરાવ, ૨૬ નાડોલ, નાડલાઈ, ૨૭. મુછાળા મહાવીર, ૨૮. નાંદીયા. ૨૯. લોટાણા, ૩૦ ઉદેપુર.

**કચ્છ** : ૧ ભદ્રેશ્વર, ૨. ભૂજ, ૩. સુથરી, ૪. અંજાર, ૫ કોઠારા, ૬. નળીયા ૭. તેરા, ૮. કટારીયા, ૯. જખૌ, ૧૦. માંડવી, ૧૧. મુન્દ્રા.

**મધ્યપ્રદેશ** : ૧. ઉજ્જૈન. ૨. રતલામ, ૩. ભોપાવર, ૪. મક્ષીજી. ૫ માંડવગઢ, ૬ લક્ષ્મીણીતીર્થ. ચિત્તોડગઢ,

**મહારાષ્ટ્ર** : ૧. અંતરીક્ષજી ૨. કુલ્પાકજી, ૩. ભાંડુકજી, ૪. કુંભોજગિરિ, ૫ અગાસી, ૬. થાણા.

**પૂર્વભારતની ભુમિ** : ૧. સમેતશિખરજી, ૨. રાજગ્રહીજી. ૩. ચંપાપુરી, ૪. પાવાપુરી, ૫. હસ્તિનાપુર, ૬. અયોધ્યા, ૭. ક્ષત્રિયકુંડ, ૮. કાકંદી, ૯. મથુરા, ૧૦. રત્નાપુરી. ૧૧. ચંદ્રપુરી, ૧૨. મધુવન, ૧૩. ઋજુવાલિકા, ૧૪ બનારસ, ૧૫. કુંડલપુર, ૧૬. ભાગલપુર, ૨૧. ભેલુપુર ૨૨. શૌરીપુરી, ૩. બિહાર. ૨૪. સિંહપુરી, ૨૫. ઉદયપુરી, ૨૬. સુવર્ણગિરિ, ૨૭ વૈભારગિરિ, ૨૮ અજીમગંજ. ૨૯. મહિમાપુર, ૩૦ કટગોલા, ૩૧. કમ્પીલાજી, ૩૨. કૌશાંબી. ૩૩. નાલંદા.

**પંજાબ** : ~~~~~